અથ શ્રી

# સુરેખાહરણ

રચનાર.

વ્યાસજી વિરભટ ભગવાનજી ભટ.

મુ. બુરાનપુર.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૩૦૪૫, પાનકોર નાકા—અમદાવાદ.



અમદાવાદ—શાહાપુર વનમાળી વાંકાની પોળમાં પટેલ હરીભાઇ
દલપતરામે પોતાના " અન્યોદય " પ્રેસમાં છાપ્યું.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧ સને ૧૯૨૪

કીંમત રૂ. ૦-૮-૦

# સુરેખાહરણ.

## કડવું ૧ લું—રાગ કેદારો.

પ્રથમ વર્ણવું શંભુ સુતને, ભાવ ધરી તે મંન; તે તણી કૃપાયે કરીને, ઉપજે બુધ પાવંન. ૧ તે તણા પદ કમલ વંદી, ગાઉં ગુણ ગોવીંદ; સાહ્ય કરો સુધબુધના સ્વામી, ઉપજે મન આનંદ. ૨ માન ભાવે મુની મ્હોટા પંડીત, વંદુ તેના ચરણ; તેની કૃપાએ વર્ણવીને, કહું સુરેખા હરણ ૩ શ્રી ગુરૂના ચરણારવિંદને, વંદુ નામી શીશ; સાવધ થઇ શ્રોતા સાંભળજો, કૃપા કરો જગદીશ. ૪ બ્રહ્મકુમારી સમરૂં જેનો, આરાસુરમાં વાસ; કૃષ્ણ કથા પાવન જશ કહેવા, આપો બુદ્ધિ પ્રકાશ. ૫ મેરૂ ઉપર બેઠી મહામાયા, દઢ આસન ત્યાં વાળી; વરસ સોળ શણગાર પૂરણ, દીસે અબળા બાળી. ૬ માન સરોવરમાં મદમાતી, ચોસઠ જોગણી ગેળે મળી; સરવે જોબનમાં મદમાતી, ઉંદો ઉંદો મુખ બોલી. ૭ જુજવાં રૂપ ધર્યાં જુગદંબા, રહી નવખંડમાં વ્યાપી; મોટા મોટા જડમૂઢ હતા, તે તણાં જડમુળ કાપી. ૮ તેમ મુજ સામું જુવો, હું છું દુરમતી મૂઢ; તારાં પદ કમલને વંદી, ગાઉં ગરૂડારૂઢ. ૯ હે જનુની જગત અંબા, પુરો મનની આશ; ત્રણ વીસ ને ચાર સંગાથે, આરાસુરમાં વાસ. ૧૦ તું તારા તું તોતળા, તું ત્રિપુરાસુંદરી; જે જન તારે ચરણે આવ, તે સુખમાં રહે ઠરી. ૧૧ તું હિંગળાજ તું હરસિધ બહુચરી, નગર કોટની રાણી; સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે, તું રાણીને તું ઠકરાણી. ૧૨ તારૂં વર્ણન કઇ પેરે કીજે, રસના છે મુખ એક; મંદમતી બહુ હું છું માતા, જાણું ન કંઇ વીવેક. ૧૩ અવિચળ મતી આપો આવી, મુને તારો આધાર; શુદ્ધ વચન સુઝે નહીં મુજને, માતા કરજો સાહ્ય. ૧૪ માન ભાવ કવિ મ્હોટા પંડિત, સાધુ શિરોમણ સંત; વિમ વિરંચી રાખ્યો, થાજો કરૂણાવંત. ૧૫ નમસ્કાર નરસૈં મેતાને,પ્રથમ નામું શીશ; સુરદાસ પાવન પ્રેમાનંદ જેમ, મુજ પર ન કરશો રીસ. ૧૬ મિરાંબાઈ નામદેવને નમું, વંદુ તેના ચર્ણ; પેર પેરની વાત અનુપમ, કહું સુરેખાહરણ. ૧૭ વાસ કરો રસના વિષે, દેવી દુર

કરો વીઘન; તુજ કૃપાથે કથી કહું ઇતિહાસ કથા પાવંન. ૧૮ શ્રોતાને આનંદ ઉપજે, વક્તાને સુખકારી; એક વાર કહો હરિ સર્વથા, પછી કથા કહું વિસ્તારી. ૧૯ પાંડુ તણો સુત અરજુન કહીયે, તેહ તણો અભીમંન, તેહ તણો સુત પરીક્ષીત, તેનો જન્મેજય રાજંન. ૨૦ તે રાજાએ પ્રશ્ન પૂછયો, ભાવ ધરીને જેહ; તે કથા મુજને સંભળાવો, તો ભાગે મન સદેહ. ૨૧ સુરેખા અભિધાન અનુપમ, કોણ તણી તે તંન; કોણે હરણ કર્યું કન્યાનું, તે સંભળાવો મુન્ય. ૨૨ વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જન્મેજય રાય; નામ ઠામ કહું કન્યાનું, સાંભળ તે મહીમાય. ૨૩ ઇંદ્રિપ્રસ્થમાં પાંચે પાંડવ, ધરમ તણો અવતાર; અરજુન ભીમ નીકુળ સહદેવ, બેઠા સભા મોઝાર. ૨૪ ભીષ્મ દ્રોણ કૃષ્ણ દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન બળવંત; સાત ક્ષોણી સૈન્ય રાયને, બીજા જોદ્ધ અનંત. ૨૫ કનકાસન બેઠા મહારાજા, રાય યુધિષ્ઠિર જેહ; ભરી સભામાં પાંડુ પુત્રની, માને મન સંદેહ ૨૬ દેશ દેશના ભુપતિ આવી, ચરણે નમાવે શીશ; બાંધવ સર્વ સંગાથે બેઠા, તે છે પૃથ્વીના ઇશ. ૨૭ ગડગડે નિશાન ધજા ફડફડે, રાગ રંગ બહુ ભાત; રંગ મંડપમાં સહુ કોઈ બેઠા, તે પાંડવ કેરો સાથ. ૨૮ તેણે સમે બંદીજનઆવ્યા, આણી મન આલ્હાદ; ધન્ય ધન્ય રાય યુધિષ્ઠિર તુજને, દીધો આશીરવાદ. ૨૯ દઇ આશિષ સભામાં બેઠા, ચારણને વળી ભાટ; આદરમાન દીધાં રાજાયે, ભાગવા મન ઉચાટ ૩૦ તેણે સમે રાજાને ખોળે અરજુન કેરો તંન, નામ અભિમન સરવે જાણે, સુંદર રૂપ રતન. ૩૧ વરસ આઠ નવમાં કોમળ રૂપ, સુભદ્રાનો તંન; એવો કુંવર બેઠો નિરખ્યો, રાય તણે ઉછરંગ. ૩૨ નગર દ્વારિકાં કેરા વાસી, ભાટ તણો અવતાર; તેણે સમે રાજાને પુછે, આ કોનો કુમાર. ૩૩ કામકળા ગુણ લક્ષણ પુરણ, સામુદ્રિક એંધાણ; સરવ અંગ જોતાં કુંવરનું, કેમ કરીએ વખાણ. ૩૪ કોણ દેશની કન્યા પરણ્યો, ક્યાં વરીયો એ બાળ; તે સમે ભાટે એમ પૂછયું, સાચું કહો ભુપાળ. ૩૫ એવું સુણીને બોલીયા ત્યાં, રાય યુધિષ્ઠિર વાણ; અરજુન સુત એ પુત્ર અમારો, છે મુજ વલ્લભ પ્રાણ. ૩૬ સુભદ્રા તન શેં નવ જાણો, કૃષ્ણ તણો ભાણેજ; એને મુખે શોભા શ્રીહરીની, સોળ કળાનું તેજ. ૩૭ આજ લગી વર એ નથી પરણ્યો, રૂપ તણો અવતાર; એને જોગ કન્યા ક્યાં મળશે, કરશો કોણ

પ્રકાર. ૩૮ એવાં વચન સુણી ભાટ બોલ્યા, સાંભળ તું ભુપાળ; એ વર સરખી કન્યા જોઇ છે, તે કહું તમને ભાળ. ૩૯ શ્રીમાન દ્વારામતી અનુપમ, જીવન જગઆધાર; તે તણો વડ બાંધવ કહીયે, શેશનાગ અવતાર. ૪૦ તે તણે ઘેર કન્યા ઉત્તમ, નામ સુરેખા પ્રેમ; અભિમન્યુ સરખી છે તે સ્વામી, સાંભળો રાજા ધરમ. ૪૧ રેવંતરાય તણી જે પુત્રી, નામ રેવતી સોહે; તે તણી તનયા એ સુંદર, જોતાં મનડું મોહે. ૪૨ એવું સાંભળી વિસ્મય પામ્યા, ધરમનો અવતાર; બળીભદ્રની ભગની કહાવે, અરજુન કેરી નાર. ૪૩ તે ભાણેજ વરે કેમ કન્યા, માતુલ પક્ષે જેહ; કરવું એતો ના ઘટે, સર્વથા મન સંદેહ. ૪૪ એવું સુણીને ભાટ બોલ્યા, સુણો ધરમ રાજંન; મામા કેરી પુત્રી પરણે, ભગની સુત નિરવાણ. ૪૫ રઘુવેદમાં એમ કહે છે, ચાલ્યો આવે પંથ; તે માટે સંદેહ ન આણો, સાંભળો કરૂણાવંત. ૪૬ અમો ત્યાં જઇને માગું કીજે, દ્વારામતી સસ્થાન; કરી વાત સમજાવું હળધર, આપે કન્યાદાન. ૪૭ સુરસેનજી વૃદ્ધ છે, વસુદેવને પુછે વાત; આદ્ય અંતનું કારણ જાણે, સઘળું વૈકુંઠનાથ. ૪૮ ઘટારત હશે તે કરશે, સ્વામી પુરૂષ પુરાણ; તે માટે વહેલા પધારો, કરજો વાત અજાણ. ૪૯ એવું સુણીને ભાટ બોલ્યા, આણી મન આલ્હાદ; ચિરંજીવી તું રાય યુધિષ્ઠિર, દીધો આશિરવાદ. ૫૦ દ્વારામતી મધ્યે પરવરિયા, કૃષ્ણ તણે તે દ્વાર; છપ્પન કોટી જાદવ સાથે, બેઠા સભા મોઝાર. ૫૧ કૃષ્ણ દેવના ચરણ વંદી, સહુને કર્યા જુહાર; ઘડી બે બેસીને માંડયો, વાત તણો વીચાર. ૫૨ વધામણી કોઇ આપો અમને, વર જોયો છે એક; સુરેખા સરખો છે રે સ્વામી, નહિં તેવો ત્રૈલોક. ૫૩ કામકળા ગુણ લક્ષણ પુરણ, દીસે રૂપ રતંન; ઈંદ્રપ્રસ્થમાં શે નવ જાણો, ઈંદ્ર કેરો તંન. ૫૪ તે ત ।। સુત અભિમન્યુ, કોટી શશીનું તેજ; સુભદ્રાને ઉદર ઉપન્યો, તમ તણો ભાણેજ. ૫૫ તે સરખો નહીં વર બીજો, જો ાં સરવ સંસાર; ભગની સુતને કન્યા દેતાં, માને મન નીરધાર. ૫૬ દક્ષિણ દેશમાં વિપ્ર રઘુવેદી, મહારાષ્ટ્ર વરણ કહેવાય; તેમાં ભગની સુતને, કન્યાદાન દેવાય. ૫૭ તે માટે કારજ કરોને, ત્યાં જઇ વૈકુંઠનાથ; પાંડવો છે દાસ તમારા, સમજાવો વડ ભ્રાત. ૫૮ કન્યા દેતા આવ્યા માટે, કરવું ઉત્તમ કામ; વાત સાંભળી સહુ કો હરખ્યા, જાદવ કેરો સાથ. ૫૯ કૃષ્ણ પ્રત્યે એણીપેર બોલ્યા,

બળિભદ્ર તેણીવાર; તમને ઘટે તે કરજો સ્વામી, અમે તે વિચાર. ૧૦ અતિ સગા છે પેહેલા પાંડવ, કહે જગજીવંન; સકળ સાથ સંતોષી હરજી, બોલ્યા પ્રેમ વચંન. ૧૧ બીજો વર વળી કોણ ખોળશે, સરખો જે અભિમાન; વાત સુણીને શ્રીફળ ફોફળ, રૂપાનાણું ધંન. ૧૨ વ્હીવા સહી કરીને મોકલ્યો, ઇંદ્રિપ્રસ્થ મોઝાર; બળિભદ્રે જે કન્યા આપી, તે અરજુન સુતની નાર. ૧૩ તે વાત હસ્તીનાપુરમાં ચાલી, દુષ્ટ સભા મોઝાર; નવું સગપણ થયું કૃષ્ણશું, દુર્યોધન દુઃખ અપાર. ૧૪ પેહેલી બેન સુભદ્રા ઘરમાં, બીજી પુત્રી આપી; દોઢાં સગપણ થયાં પાંડવને, મહા ચિંતા મન વ્યાપી. ૧૫ પુરણ પક્ષ થઇ પાંડવને, વિમાસે તે મંન; અભીમન્યુનો વીવા થયો, તેને વિત્યા ઘણા એક દંન ૧૬ દૈવ તણી ગતી જાણવાને, કોઇ નથી સમરથ; પાંડવ દુઃખ પામ્યા ઘણું, હાર્યા રાજ્યપાટ ને ગરથ. ૧૭ અરજુનની અરધાંગના, અભિમાનને કુંતા માત; વિદુર ભક્તને ભીષ્મ પિતા, સોંપ્યા તેને હાથ. ૧૮ રાય યુધિષ્ઠિર છે મહારાજા, ધર્મ તણો અવતાર; બાંધવ પાંચે વનમાં ચાલ્યા, સંગે પંચાળી નાર. ૧૯ હસ્તિનાપુરમાં રાજ કરે છે, ધૃતરાષ્ટ્ર કેરો તંન; શકુની દુશાસનને તેડી, બોલ્યો દુરીયોધંન. ૭૦ વારૂ કામ થયું મામાજી, ટળીયું મારૂં સાલ; હમણાં રાજ કરૂં પાંડવ વીના, કોણે દીઠી છે કાલ. ૭૧ એમ કહીને પડો ફેરવ્યો, વગડાવ્યાં નીશાન; પાંડવની જે પક્ષ કરતા, ત્યાં દુર્યોધનની આણ. ૭૨ એણીપેરે કાળ નિરગમે, દુઃખી સુભદ્રા નાર; અભિમન્યુ મૃગયા રમવા ચાલ્યો, પોંચ્યો વન મોઝાર. ૭૩ ત્યાં થકી તે વન ફળ લાવ્યો, સોંપ્યાં માને હાથ; એણીપેરે હસ્તીનાપુરમાં, દુખીયાં દિન ને રાત. ૭૪ પાંડવને ત્યાં બહુ દિન વિત્યા, હરખ્યો દુર્યોધન; ગડગડે નિશાન ઘંટા ઘન ગાજે, કૌરવ દળ રાજંન. ૭૫ વલણ–કૌરવપતી રાજંન પોતે, હરખ્યો મનમાં અતિ ઘણું, મુજ સમો નહિં મહિપતી વખાણ કરે પોતા તણું. ૭૬

## કડવું ૨ જું —રાગ આશાવરી.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સાંભળ પરિક્ષત તંન; હસ્તિનાપુરની સભા મધ્યે, બેઠો ત્યાં ભીષ્મ દ્રોણને કરણ શકનિ, દુર્યોધન. ૧ દુશાસન મહા શુર; શત ભ્રાત પોતા તણા, અવર બીજા શુર પૂર ૨ ધ્વજા નેજાને અસ્વ-

ગજ, નિશાનના નિરગોખ; બહુ ઢોલ કેરે ધ્રુશકે, ત્યાં કાંપીયું ત્રૈલોક. ૩ ત્યાં સભા મધ્યે સર્વ આવે, સબલ શોભાવાન; આદરશું અતિ માન દેતો, દુર્યોધન રાજંન. ૪ આજ સકલ પૃથ્વીની માંહે મુજ વિના નહી કોય; મેં પાંડુ સુતને વનમાં કાઢયા, મુછે કર દે સોય. ૫ પ્રધાન જે પોતા તણો, તેને પુછે એમ; હવે દાઝ ભાગે આપણી કાંઇ વાત કીજે તેમ. ૬ ચાર દાહાડે સાંભળે, વન વિષે જઈ કહે કોય; એવું કાંઈ એક કીજીયે, મન દુઃખ પામે સોય. ૭ ત્યારે કરણને શકુનિ બે બોલ્યા, હમણાં નહિં કોઇ આગે; અભિમન્યુ વીવા ફોક કીજે, તો દાઝ આપણી ભાગે ૮ બલ ભદ્રજીની દીકરી, સુરેખા ત્યાં સાર; લક્ષમણો કુંવર તમ તણો, તે વરે રાજકુમાર. ૯ અભિમાન વેરે માગી છે, વહુ ભડ અરજુન; તે ઠામ જઇને કીજીયે, તુજ પુત્રનું લગન. ૧૦ ત્યારે દુર્યોધન કહે દ્વારિકામાં, કોણ જાશે જંન; કોનાં વાકય સાંભળે, જુગતે જગજીવન. ૧૧ બલિભદ્રની ભગની સુભદ્રા, તેહ તણો એ કુમાર; તે સુરેખાને વર્યો છે, મુખ કરે કેમ નાકાર. ૧૨ ત્યારે કરણ મુખથી બોલીયો, એક વાત કહું સુણ રાય; વિદુરને ત્યાં મોકલો, તો સકલ કારજ થાય. ૧૩ કહે જઇને એટલું, પાંડવ ગયા વન મધ્ય; બહુ દિન વિત્યા મુવા રડવડી, નથી કાંઇ તેની શોધ. ૧૪ તમારા હિત કારણે, હું આવ્યો ગોપાલ; બલિભદ્રની તનયા વરી, તેનો જાય કન્યા કાલ. ૧૫ તેનો થઇને વાત કરે, વિદુર શોભાવાન; એમ કામ થાયે આપણું, સંશય નહી રાજંન. ૧૬ દુર્યોધનનો કુંવર છે, લક્ષમણો જેનું નામ; તેને કન્યા આપી ગયા, અભિમાન કેરે ઠામ. ૧૭ એમ કહી માગું કરે, વિદુરજી ત્યાં જાય; ભક્ત વચન બોલે તે સાચું, માનશે જદુરાય. ૧૮ વચન એવું સાંભળીને, રાય થયો રળીયાત; વિચાર એ વારે થયો, તે મનમાં બેઠી વાત. ૧૯ ધૃતરાષ્ટ્ર પાસે આવીયા, જણ ચાર તેણીવાર; વાત સહુ માંડી કહી, પછે કર્યો મન વીચાર. ૨૦ વિદુરને તેડી કહો, તમે પિતાજી આજ; દ્વારિકામાં જઇ કરી, વહેલું કરો એ કાજ. ૨૧ કુંતા સુભદ્રા નવ લહે, તેના દુઃખે જાય છે દીન; અરજુન સુત છે નાનડો, કાંઇ નવ લહે અભીમાન. ૨૨ ત્યારે વિદુરને તેડાવીયા, ધૃતરાષ્ટ્ર કેરે ઘેર; ભીષ્મ-પિતા તે નવ લહે, જે રચી એવી પેર. ૨૩ વલણ—રચી એવી પેર તે, વૈશં-પાયન ઓચરે; કૌરવપતી કહે વિદુરને, એ તમ વણ કારજ કુણ કરે. ૨૪

## કડવું ૩ જું—રાગ ગોડી.

વૈશંપાયન વદે વચન, સાંભળ જનમેજય રાજનઃ કરજોડી કહે કૌરવપતી, વિદુરજી જાઓ દ્વારામતી. ૧ જઈ કૃષ્ણને કરો પરણામ, તમ સરખું કાંઇ એક છે કામ; વડો ભ્રાત શ્રીકૃષ્ણ તણો, હળધરનો મહિમા છે ઘણો. ૨ તે તણી તો છે દીકરી, અભિમાન વરે તે સુંદરી; ત્યાં માગું લક્ષ્મણાનું કરો, પાંડવનો નથી આશરો. ૩ સેવકની કરજો વીનતી, કન્યા જોગ બીજો વર નથી; અમ કુલ કોઇ ન આવે પલવટે, જદુકુળમાં તો એ વર ઘટે. ૪ દુર્યોધન હસ્તિનાપુર ધણી, સઘળે આણ ફરે તે તણી; સુણી વાત થાશે રળિયાત, તે માટે જાઓ સાક્ષાત. ૫ કૌરવપતીનાં સુણી વચન, વિદુર તણું નવ માન્યું મંનઃ વળતા વિદુર કહે સુણો અંધ, ફોગટ કેમ કરો છો ફંદ. ૬ ત્યાં અરજુન સુતનો વિવા મળ્યો, તે તુજથી કેમ જાયે ટળ્યો; તે ગામ ગયા કાલે આવશે, જેહ લખ્યું હશે તે થશે. ૭ જંઘા કેરૂં મીઠું માંસ, તે શું ભક્ષ કરવાની આશ, વાડ ઉઠીને ચિભડાં ગળે, મોંઘી વસ્તુઓ કેમ મળે. ૮ વૃદ્ધ થઇ શું વેરજ કરો, ફટ પાપી એ શું આદરો; પાંડવ હરિયે મુકયા નથી, કૌરવપતિ કાં થાઓ દુરમતી. ૯ વન ગયા તે ટાઢું થયું, હજી તમારૂં કપટ ન ગયું; એ બાલક પર શો વિખવાદ, તારો આફ્ણીયે ઉતરશે નાદ. ૧૦ પાંડવનું અધિકું છે તેજ, અભિમાન કૃષ્ણ તણો ભાણેજ; હમણાં દ્વારાંમતી ગયો, સમાચાર જઈ સરવે કહ્યો. ૧૧ તે કેમ ખરૂં માને જદુરાય, કાં પાપી માંડો અન્યાય; દેખીતી ફુટી તુજ તણી, રૂદે અંધ હસ્તિનાપુર ધણી. ૧૨ મુરખ મિત્ર મળ્યા છે સરવ, અભિમાન ન મુકે ગરવ; દુર્યોધન કેમ ઘેલો થયો, સાચો બોલ મેં તુજને કહ્યો. ૧૩ દુષ્ટ દુશાસન જે વીર, ભરી સભામાં કાહાડ્યાં ચીર; ત્યારે પુર્યાં ગરૂડારૂઢ, તો એ તું સમજ્યો નહીં મૂઢ. ૧૪ લાખાગ્રહમાં મોદિક મોકલ્યા, તે સમયે પાંડવ ઉગર્યા; તમે તમારૂં ઘણુંએ કર્યું, પણ કારજ એકે નવ સર્યું. ૧૫ વાર્યું કોઇનું ન કર્યું તમો, તો તમને શું કહિયે અમો; છેલ્લો બોલ કહું છું ઘણો, ક્ષય આવ્યો કૌરવ તમ તણો. ૧૬ વિદુર તણાં વાકય સાંભળી, રૂદે રહ્યો રાજા પરજળી; પછે બોલ્યો દુર્યોધન, ભલા ભલા વિદુર પાવન. ૧૭ વારૂ જ્ઞાન કહ્યું મહારાજ, અમને

પાવન કીધા આજ; સાધુ તણાં વાકય કહેવાય, મનશું એહ પામ્યો છે રાય. ૧૮ હરિજનને મન મરવ સમાન, સમજી કાં થાઓ છો અજ્ઞાન; ઓછું અધિકું કાં મન ધરો, વૃદ્ધ થઇ કાં વેરો કરો. ૧૯ એમ કહીને નામ્યું શીશ, તમને જશ દેશે જગદીશ; અમ શિરછત્ર તમો છો સદા, તો અમને શાની આપદા. ૨૦ સાધુ સમદ્રષ્ટીયે જોય, ઓછું અદકું નવ આણે કોય; એવું કહીને નામ્યું શીશ, અમો બાળક ઉપર શી રીસ. ૨૧ દુર્યોધનનાં સુણી વચન, વિદુર કહે જાશું રાજંન; તમો તમારૂં જાણો કામ, મનશું કીધી મોટી હામ. ૨૨ આજ અમો અહિંથી ચાલશું, બાર દિવસે દ્વારાંમતિ જશું; વૈશંપાયન વદે વચંન, સાભળ પરિક્ષત કેરા તંન. ૨૩ વિદુર કેરી વાણી સુણી, હરખ્યો હસ્તિનાપુરનો ધણી; હવે કામ થાશે નિરધાર, નિશ્ચય મન કર્યો વીચાર. ૨૪ વલણ—કૌરવપતિ પ્રસન થયા, વેગે થાશે કામરે; વિદુરનું કહ્યું માનશે, પોતે સુંદરશ્યામરે. ૨૫

## કડવું ૪ થું—રાગ ધનાશ્રી.

વૈશમપાયન બોલીયા, સુણ જનમેજય રાય; વિદુર રથમાં બેસીને, દ્વારામતીયે જાય. ૧ ઢાળ—દ્વારામતિમાં આવિયા, મહા મુક્તીપુરી પાવંન; રથ રાખ્યો હરીને આંગણે, જ્યાં શ્રીકૃષ્ણ જગજીવંન. ૨ કૃષ્ણ ચરણે વિદુરજીયે, કર્યો દંડ પ્રણામ; આસનથી ઉભા થઇને, મળ્યા સુંદરશ્યામ. ક્ષેમ કુશળ છે હસ્તિનાપુરમાં, પુછે છે જદુનાથ; કૌરવ પાંડવ કુશળ છે, તે કહો માંહી વાત. ૪ કુંતા માતા કુશળ છે, કુશળ અરજુન તંન; સુભદ્રાને છે સુખ શાતા, તે કહો વિદુર વચંન. ૫ ત્યારે વિદુર વળતા બોલીયા, સાંભળો જગદાધાર; ત્રીલોકમાં જે નીપજે તે, જાણો સરવ પ્રકાર. ૬ પાંડુ તન વનમાં ગયા, સંગે છે દ્રૌપદી નાર; દુર્યોધન ત્યાં રાજ કરે છે, હસ્તીનાપુર મોઝાર. ૭ ચાર દહાડા ભોગના તો, રાજ કરે રાજંન; પાંડવને પક્ષ પુર્ણ તમારી, સદા શ્રી જગજીવંન. ૮ દ્યુતબાજી તે રમ્યા પાંડવ, હારીને ગયા વંન; સત્ય પોતાનું પાળવા છોડયું રાજ્યાસન. ૯ બહુ દિન વીત્યા શોધ નથી, હવે કરવો કોણ ઉપાય; તેની ક્ષેમતા પ્રભુ લહો, મુજને ચીંતા થાય. ૧૦ દ્વાદશ વરસે આવશે, કરશું કોને દાન; પાંચ સાત વરસ મધ્યમાં, દેશું કન્યાદાન. ૧૧ અવર દાન બીજાં કરે પણ, નહી એહ સમાન;

કન્યાને પરણાવિયે, વર યોગ્ય જોઇ નિદાન. ૧૨ પાંડવ તે આવ્યા નહીં ને, જાય કન્યા કાળ; હવે જથારથ ઘટતું કરો, જાણો શ્રી ગોપાળ. ૧૩ જો વસ્તુ બીજી હોય તો, પડી રહે ઘર માંહે; ઘડા જેવડું રત્ન પુત્રી, કહો રેહેશે ક્યાંહે. ૧૪ દિન દિન કન્યા થાય મ્હોટી, દોહલો લોકાચાર; જદુ-વંશમાં ઘટતું નથી, સત્ય માનો નિરધાર. ૧૫ પુત્રી તણા પિતાને થાયે, ઉચાટ અતિશય અંગ; સ્થિર નહીં મન તેહનું, થાય નિદ્રા ભંગ. ૧૬ તમે કહેશો જે એ વિદુરને, શું ઉપજીયું મંન; વિમાસીને જુવો મનમાં, પ્રભુ જગજીવંન. ૧૭ દુર્યોધને જે કહાવિયું, તે કેમ ન કહું નરનાથ; ભગ-વાન સામા ભ્રષ્ટ થઇને, કેમ કરૂં મિથ્યા વાત ૧૮ શ્રીકૃષ્ણજી સઘળું લહે, પણ ગુપ્ત રાખી વાત; પછે વિદુર પ્રત્યે બોલીયા, પોતે વૈકુંઠનાથ. ૯ ત્યારે કૃષ્ણ કહે સૌ લોકમાં, અપવાદને એ ઠામ; હવે વર સંબંધી આપણે, કહો શું કરવું કામ. ૨૦ મહારાજ મુજને શું પુછો છો, તે મુજથી કેમ બોલાય; એ ભાણેજ શ્રીનાથનો, તે વીવા ફોક કેમ થાય. ૨૧ દુર્યોધને કહા-વિયું મુજ સાથે શ્રી ભગવાન; પાંડવને ત્યાં વરી કન્યા, તે દીજે માગું માન. ૨૨ ત્યારે મેં સમજાવીયો, કહ્યાં નીતી વચંન; અભિમાનને તે માને નહીં, દુષ્ટ દુર્યોધંન. ૨૩ વિદુર વચન એમ સાંભળી, વિસ્મે થયા જગતાત; સુરખા અભિમાનને વરશે, વિમાશી મન વાત. ૨૪ તે ભવિષ્ય પાછું કેમ ટળે, એમ વિચારે શ્રીનાથ; એટલે ત્યાં તો આવીયા, બળિભદ્ર હરિના ભ્રાત. ૨૫ આસનથી ઉભા થયા, વિદુરને શ્રીભગવાન; પરમ ભક્તને ભેટવા, દીધું આદરમાન. ૨૬ બલિભદ્ર કહે ઘણે દિવસે, કૃપા કરી તમે આજ; તમો સદા હરીના ભક્ત પાવન, કહો અમ સરખું કાજ. ૨૭ ત્યારે વિદુરને સાન કીધી, તે નત્ર જાણે વડભ્રાત; હસ્તિનાપુરમાં નીપજ્યું તે વિસ્તારી કહો વાત. ૨૮ બલિભદ્રને વિદુર કહે, જે પાંડવ રમીયા દ્યૂત; ગજ અસ્વ ને રથ સાથે, હારીયા ઘરસૂત્ર. ૨૯ તનયા તમારી વરી છે જે, સુભદ્રાનો તંન; બહુ દિવસે માગું કરે છે, આજ દુર્યોધન. ૩૦ લક્ષ્મણો કુંવર તે તણો, અભિમાન કેરે ઠામ; બલિભદ્ર કહે છે આપણે, સરવથા કરવું કામ. ૩૧ પછે શ્રીકૃષ્ણને પૂછીયું, બળદેવે તેણીવાર; પ્રભુને ખાંતે ખ્યાલ જોવો, શીદ કહે નાકાર. ૩૨ મન ગમે તેમ કરો બાંધવા, એમ કહે વૈકુંઠનાથ; બલિભદ્રજીએ શ્રીફળ આપ્યું, વિદુર કેરે હાથ. ૩૩ લગન

લખીને આપીયું, એક માસનું પરમાણ; જાન લઇને આવજો, ઉચર્યો પુરૂષ પુરાણ. ૩૪ પત્રિકા વંદી વિદુર ઉઠયા, કરી દંડ પ્રણામ; બળિભદ્રને ચિંતા પડી, કરવા વીવાહ કામ. ૩૫ રથ ખેડીને વિદુર ચાલ્યા, હંકાર્યો તોખાર; બાર દિવસે ફરીને આવ્યા, હસ્તિનાપુર મોઝાર. ૩૬ પત્રિકા આપી અંધને, જઇ કર્યો નમસ્કાર; વિદુર આવ્યા સાંભળી, સહુ મળ્યા તેણે ઠાર. ૩૭ વલણ–મળ્યા તેણે ઠાર સરવે હરખ સહુને મન ઘણો; વિદુરજીને પુછીયો જે વિચાર છે વીવા તણો. ૩૮

## કડવું ૫ મું—રાગ રામગ્રી.

વૈશમપાયન બોલ્યા મુનજી, સાંભળ પરિક્ષત તંનજી; વિદુર પધાર્યો નગર મોઝારજી, આવ્યા કૌરવપતિને દ્વારજી. ૧ ઢાળ–દ્વાર આવીને હરખીયા, હરખ્યો તે સઘળો સાથ; શ્રીફળ ફોફળ લગન પત્રિકા, આપી રાયને હાથ. ૨ વિદુર આવ્યા સાંભળી, મળ્યો કૌરવનો પરિવાર; દ્રોણ ગુરૂને કૃપાચાર્યે, જઇ કર્યો નમસ્કાર. ૩ પ્રધાન આવીને શીશ નમાવે, વિદુર કેરે ચર્ણ; તે પછી આવી મળ્યા, દુશાસન ને કર્ણ. ૪ દુર્યોધન શત ભ્રાત સહિત મળી, હરખ્યા સહુ મન માંય; વિદુરને સહુએ શીશ નમાવ્યાં, આનંદ ઉર ન માય. ૫ ગાંધારી કહે પુત્રને, જે લખ્યું વૈકુંઠનાથ; તે પત્રિકા વાંચી કહે, સાંભળો સરવે સાથ. ૬ પત્રિકા વંદી શીશ નામ્યું, હવે સર્યાં સઘળાં કાજ; દ્રોણ ગુરૂને હાથ આપી, વાંચીયે મહારાજ. ૭ પછે કનક પત્ર ઉકેલીયો, કુંકુમે ચરચ્યું જેહ; સભા સહુકો સાંભળો, હરિયે લખ્યું છે જેહ. ૮ સ્વસ્તિ શ્રી હસ્તિનાપુર મધ્યે, કૌરવપતી રાજંન; જોગ લખીતંગ દ્વારિકાંથી ભગવાન. ૯ સકલ ગુણ સંપૂરણ કહાવે, રાય દુર્યોધન; ઉપમા તો તમારી તુલ્યે, કો નાવે રાજંન. ૧૦ વિદુરજી આવ્યા હતા , તેથી જાણ્યો સર્વ પ્રકાર; પાંડવ સંબંધી નીપજ્યું, જે હસ્તિનાપુર મોઝાર. ૧૧ અપરંગ બીજું સર્વ કો જાણે, તમારો સહુ સાથ; અરજુનનો સુત વર્યો છે તે, માનો સાચી વાત. ૧૨ તે ભવિષ્ય પાછું કેમ ટળે, સહુ કરે આડો આંક; ભોગ ભોગવવા આપનો, ત્યાં તમારો શો વાંક. ૧૩ માટે પત્રિકા મોકલી, ઉતાવળથી આજ; પ્રથમથી આવી કરો, શુભ લગન કેરૂં કાજ. ૧૪ વૈશાખ સુદ એકાદશી, શુભ વાર મંગળ હોય; તે મુહુરત

ઉપર આવજો ઝટ, દ્વારિકાં સહુ કોય. ૧૫ વિલંબ કાંઈ કરશો નહીં, કૌરવપતી રાજન; જાન શણગારી આવજો સહુ, કરવા શુભ લગન. ૧૬ લખિત વાત મટે નહીં, નિજ ભાગ્ય જોગે જાણ, પાંડવોને અભિમન્યુને બહુ, હોજો કુશળ કલ્યાણ. ૧૭ લગ્ન પત્રિકા સાંભળીને, સર્વ થયા રળીયાત; હસી હરખે ઉઠીયા, દુર્યોધનના સૌ ભ્રાત. ૧૮ ઉતાવળ અદકી કરો, એક માસમાં લગન; નિશ્ચિંત થઇ તું રખે બેસનો, રાય દુર્યોધન. ૧૯ કૌરવપતિને આંગણે, ત્યાં થઇ રહ્યો ઘોંઘાટ; પંચ શબ્દ ત્યાં ગડગડે, ઉચ્ચરે આશીશ ભાટ. ૨૦ તરિયા તોરણ બારણે બાંધ્યાં, કુમ કુમ હાથા સોય; નારીયો ગીત મંગળ ગાયે, અતી હરખ મનમાં હોય. ૨૧ વીવા તણો આરંભ માંડયો, રચ્યો મંડપ રાય; બહુ રત્ન હીરા જળહળે, જોતામાં ચંદ્ર ઢંકાય. ૨૨ જરકશી પાછળ ચંદ્રમણી, નિલાંકિત વળી સાર; મોતીડે ઝુલ ઝગમગે, થઇ રહ્યો મહા જોતકાર. ૨૩ બહુ રંગીત તંબુ તાણીયા, હસે કરશણે હીર: સ્વર્ગથી ઉતર્યા, જોતાં ન રહે મન ધીર. ૨૪ ત્યાં મીનાકારી કામ કીધાં, ચિત્રામણ ઘણાં સોય; દીસતા શારદુલ ગાતા, આનંદ અધિકો હોય. ૨૫ એવી શોભા રચી અવનવી, મંડપ તણીઅનુરેશ; પ્રથમ ત્યાં પધરાવીયા, ગજવદન ગણેશ. ૨૬ બહુ નાર ગાયે પ્રેમશું, મલપતી મંડપ માંહે; મુખ ગળ્યાં કરી પાન બીડાં, આપીયાં છે ત્યાંહે. ૨૭ નિશાનના નિરગોખ વાગે, તાલ જંત્ર મૃદંગ; દુર્યોધનને માંડવે, થઇ રહ્યો નવલો રંગ. ૨૮ ગંધર્વ ત્યાં બહુ ગાન કરતા, ઉપજે મન આનંદ; ભાટ ચરણ ને બંદીજન બહુ, બોલે નાના વિધ છંદ. ૨૯ અતિ સુંદર રચીયો માંડવો, બહુ કિરતી જશ બોલાયા; કાને પડયું સંભળાય નહીં, ઢોલ ઉપર વાગે ઘાય. ૩૦ ત્યાં સભા ભરી બેઠો રાજા, ઉચર્યો મુખથી વાણ; કંકોતરી સરવે મોકલો, જ્યાં ફરે મ્હારી આણ. ૩૧ દેશ દેશના તેડીયા, દળપતી દુર્યોધન; સંગ્રામે શુરા જય પુરા, મળ્યા બહુ રાજન. ૩૨ તતકાળ કૌરવપતીને, મળ્યા આવી સહુ કોય; પાંડવ તણી જે પક્ષ કરતા, તે શિશ નમાવે સહુ કોય. ૩૩ ગજ પાલખીને રથ ઘણા, વળી ઘણા કેકાણ; અષ્ટદશ ક્ષોણી દળ મળ્યું, વાગને ઢોલ નિશાન. ૩૪ દ્રોણગુરૂ ને કૃપાચારજ, વળી અશ્વત્થામા શૂર; શત ભ્રાત પોતા તણા, દળ મળ્યું સાગર પૂર. ૩૫ ગજ હણહણે ને હાલે ચાલે, કરે પૂછાપૂછ; દુશાસન કહે વાર

થયું, એમ કહી મરડે મુછ. ૩૬ ઠામ ઠામ સહુ કામ કરે છે, આપ આપણો અધિકાર; જેની જેવી યોગ્યતા, એમ દિવસ વીત્યા ચાર. ૩૭ તે સુભદ્રા જાણે નહી, નવ જાણે કુંતા માત; ભીષ્મ પિતા પણ નવ લહે, જે નીપની છે વાત. ૩૮ એક દિવસે દંત ધાવન, કરે અરજુન નાર; તેણે સમે મંદીર વિષે, વિદુરજી આવ્યા દ્વાર. ૩૯ હાવે સુભદ્રાયે પૂછીયું, કહો વિદુર શું થાય; આજ દુર્યોધનને આંગણે, બહુ મળ્યા રાણા રાય. ૪૦ કેસરી વાત્રા છાંટીયા, મંગળો ગાય છે નાર; પંચ શબ્દ ત્યાં ગડગડે, દુર્યોધનને દ્વાર. ૪૧ પાંચે પાંડવ ગયા જાણી, હરખ આણે મંન; આજ સકલ પૃથ્વિની માંહે, મોટો દુર્યોધન. ૪૨ ત્યારે વિદુર મુખ બોલીયા, દુરમતી કૌરવ એહ; વાર્યું કોઈનું નવ કરે, કોઇ વૃદ્ધ કેરૂં તેહ. ૪૩ માને નહિ એ કો તણું, એને કોણ કહે બોધ વચન; અહંકાર મન આણે ઘણો, થાયે છે શામ વદન. ૪૪ દુર્યોધને જે કાજ કર્યું તે, શું કહું તુજને માત; ક્ષત્રી કોઇયે નવ કરે, એવો કર્યો અન્યાય. ૪૫ પુણ્ય છે પાંડવ તણું, શ્રી નાથને વાહાલો ધર્મ; કુડું થાયે કુડા તણું, જે રચે કુડાં કર્મ. ૪૬ સુભદ્રા કહે સમજી નહી, માટે કહો માંડીને વાત; કૌરવપતિને આંગણે, કેમ મળ્યો સઘળો સાથ.

વલણ—સહિ સાથ મળ્યો શા કારણે, એમ સુભદ્રા વાણી વદે; પાંડવો ત્યાં સાંભર્યા, અતિ શોક ભરાયો છે રૂદે. ૪૮

## કડવું ૬ ઠું—રાગ સામેરી.

વૈશંપાયન બોલીયા, સાંભળ પરિક્ષત તંન; સુભદ્રાને વાત માંડી, કહે વિદુર વચન. ૧ બાઈ તમારો પુત્ર વર્યો છે, બલિભદ્ર તનયા સોય; ત્યાં દુર્યોધનના પુત્ર કેરો, વીવા વેગે હોય. ૨ બલરામની પુત્રી સંગાથે, વરાવ્યો છે અભિમન; તે વીવાને ફોક કરાવ્યો, દુર્બુદ્ધિ દુર્યોધન. ૩ કુંવર જે પોતા તણો, લક્ષમણો જેનું નામ; દ્વારિકાં જઈ પરણાવશે, અભિમાન કરે ઠામ. ૪ વચન એવું સાંભળીને, ધરણીયે ઢળી તે નાર; જાણું જે પાંડવ મરણ પામ્યા, ધિક તેનો અવતાર. ૫ છતા પાંડવે લાજ ન આવી, આજે મુજ મોસાળ; અરજુન રૂપી વાઘ કેરૂં, માંસ ખાય શીયાળ. ૬ બલિભદ્રજીયે શું કર્યું, અવિચારીને એ કામ; વારી કેમ ન રાખીયા, શું કૃષ્ણ ગયાતા ગામ. ૭ હવે હું શાને કરૂં, મુજ પીયર કેરી આશ; કામ

અવળું નીપજ્યું, મુજ કંથ ગયા વનવાસ. ૮ ધન્ય જેની લાજ માટે માનતા મુજ ભ્રાત; તે વિના આજ અનાથની ગતી, જાતાં થઇ મુજ નાથ. ૯ રૂડા પિયરથી હું ગાજતી, શ્રીકૃષ્ણ હળધર વીર; કંથ વિના મુજ ભ્રાત કેરૂં, જાણ્યું હૈયાનું હીર. ૧૦ એમ કહીને શોક ધરતી, કલ્પાંત કરે બહુ નાર; આંસુથી સરવે ચીર ભીંજ્યું, નેત્રે વહે જળધાર. ૧૧ આજ ત્યાં ઉજડ થઇ, મુજ પીયર કેરી વાટ; કોરવે કેમ કલપાંત માંડયો ધર્યો મન ઉચટા. ૧૨ આંધળાની શું અક્કલ ગઇ જે થયો નેત્રે હીન ધન્ય મુજ કંથના ત્રાસથી, સઉ જોદ્ધા માગે માન. ૧૩ તેના સુતની વરી કન્યા, દરમાં સરપજ હોય; આતમાની આશા મુકી, હાથ ઘાલે જન કોય ૧૪ કાલ પાંડવ આવશે, મુજ દીયર બાંધવ વીર; વાત એવી સાંભળી તેનું રૂધિર પીશે જેમ નીર. ૧૫ એ તો બહુ અજ્ઞાની થઇને ગર્વ આણે મંન પાંડવ રૂપી અગ્નિ પ્રગટ થઇ, બાળશે કૌરવ વન. ૧૬ તેનો સુત બળવંત છે ધન્ય ધન્ય એનો અંશ; અભિમાન કુંવર અવતર્યો છે, છેદવા કૌરવ વંશ ૧૭ તે બાળક જાણી દયા ન આણી, દેખી પ્રૌઢો પંડ; વજ્જર હોય તે નાનડું, પરવત કરે શતખંડ. ૧૮ સુભદ્રા પ્રત્યે બોલીયા, વિદુરજી તેણી વાર; બાઇ દ્વારિકામાં હું ગયો તો, લહ્યો સર્વ પ્રકાર. ૧૯ હું કૃષ્ણ ચરણે જઇ નમ્યો, ત્યારે પૂછીયું વઇકુંઠનાથ; હસ્તિનાપુરમાં કુશળ છે, મેં કહી સઘળી વાત. ૨૦ કૌરવે ત્યાં કપટ કીધું, ગયા પાંડવ વન; નિજ સુતને વરાવવા, મુને મોકલ્યો દુર્યોધન. ૨૧ તે દિવસે મુને કહ્યું કૃષ્ણે, વાત ન ઘટે એમ; અરજુન રૂપી ગજ આગળ, ચાર નાખી જેમ. ૨૨ તે કાઢવાને કરે કૌરવ, લેતાં જાશે પ્રાણ; સુભદ્રાને વિદુર કહે છે, એમ ઓચર્યા સારંગપાણ. ૨૩ એવું જાણી હાથ ઘાલ્યો તે, અંધ કેરો અંધ; સુરેખા અભિમાન વર્યો છે, તે પુરવનો સંબંધ. ૨૪ તે તો ટાળ્યું નવ ટળે, જો કરે કોટી ઉપાય; વિધાત્રાયે લખ્યું છે તે, કોણે પાછું નવ થાય. ૨૫ મુજ દાસ જાણી દયા આણી, કહી મનની વાત; એટલે ત્યાં તો આવીયા બળિભદ્ર હરીના ભ્રાત. ૨૬ પ્રણામ કરીને ચરણે લાગ્યા, ત્યાં મળ્યા અન્યો અન્ય; ત્યારે મુજને સાન કીધી, પ્રભુ જગજીવન. ૨૭ વડ ભ્રાતને પૂછી જુવો, કેમ બોલે છે નાથ; પાંડવ સંબંધી નીપન્યું, તે કહે માંડીને વાત. ૨૮ બલિભદ્રને મન આવીયું, જે જાય કન્યા કાળ; દુર્યોધ

નનો કુંવર વરશે, મરમ લહ્યો ગોપાળ. ૨૯ કંકોતરી દેખી કરી, ટળી કૌરવની શુદ્ધ; માથે એને મરણ ગાજે, ઉપની છે દુર્બુદ્ધ. ૩૦ વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંન; વિદુરજીનાં શાંત વચને, સમ્યો હુતાશન. ૩૧ વાત સરવે માંડી કરતાં, ગયો સઘળો દિન: સંધ્યા સમે રવિ આથમ્યો, તવ આવીયો અભિમાન. ૩૨

વલણ—આવિયો અભિમાન ત્યારે, સુભદ્રા બોલી નહીં; કોણે દુભ્યાં માતા તમને, પુત્રે ત્યાં વાણી કહી. ૩૩

## કડવું ૭ મું—રાગ રામગ્રી.

એમ બોલ્યો પુત્ર અભિમંનજી, સુણ માતા મુજ વચંનજી; કોણે દુભ્યાં તમને આજજી, કહ્યા વિના શું કરીયે કાજજી.૧ ઢાળ—માતા તુજને કોણે દુભવી, કહીને કઠણ વચન; જીભ કાહાડું થડ થકી, એમ બોલ્યો ત્યાં અભિમાનજી. ૨ કોણે ચીંધી આંગળી, તે કહોને મહારી માત; તો સુત હું અરજુનનો કહાવું, છેદું તેના હાથ. ૩ સનમુખ ઉભો રહી કરી, દેખાડે તુજને આંખ; હાથમાં હથિયાર લઇને, અંધ કરૂં બહુ રાંક. ૪ શોક આવડો શીદ કરો છો, માતાજી બહુ મંન; વદન પખાળો આપ વહેલું, પછે કરીયે ભોજંન. ૫ પુત્ર કેરાં વચન સુણીને, નેત્ર વહે જળધાર; ગદગદ કંઠે ગોરડી, થઇ રહી અરજુન નાર. ૬ રડતી એમ રામા વદે, વનમાં ગયા તુજ તાત; મુજને બહુ સાંભરે; મુખથી ન થાયે વાત. ૭ તુજ તાતનું; સુખ સાંભરે, તેથી નેત્રે વહે છે નીર; સુત કહે રોતી રહે તું, રાખ્ય મનમાં ધીર. ૮ વેરીમાં આપણ વશ્યાં, કાં કરો કાચું મંન; કાકા પિતા સહુ કુશલે આવશે, કુશળ છે અરજુન. ૯ ત્યારે સુભદ્રા કહે પુત્રને, તું જાણે નહિં કાંઇ આજ; કૌરવે કર્યું તે કામ થાશે, તો જાશે પાંડવની લાજ. ૧૦ વળી કુળમાં લાગશે, મોટું અતી લાંછન; વાઘ કેરા માંસનું, જંબુકને પ્રાસવા મંન. ૧૧ રાજ હારી વન ગયા, તોય ન મુકે પુંઠ; કન્યા જે તુજ સાથે વરી છે, તે લેવાનું કરે મૂઢ. ૧૨ તુજ ઠામ વડ પિતરાઇ પરણે, તે સહ્યાં નવ જાય; રૂદે મારે છિદ્ર પડીયું, વજ્રર કેરા ઘાય. ૧૩ યુધિષ્ઠિર મુજ જેઠ નહિં, નહીં દિયર કંથ કોય; મુજ અબળા તણો શો આશરો, એમ કહીને રામા રોય. ૧૪ ત્યારે કુંવર એમ બોલીયો, તમો

સાંભળોને માતા; હું એકલો શું કરૂ, ઘેર નહીં મુજ તાત. ૧૫ આજ વેળા એહની છે, જે કરે તે થાય; દિવસ વાંકા આપણા જે પડયા અવળા દાવ. ૧૬ પિતા નહીં મુજ પાસ આજે, શું કરૂં પ્રાક્રમ; કાકા પણ ઘેરે નથી, પ્રભુ રાખશે આપણો ધરમ. ૧૭ લખિત ભાગ્ય જે આપણે, તે ભોગવે કોણ આવાર; સુતનાં વાયક સાંભળી, વળી નેત્રે વહે જળધાર. ૧૮ પ્રતાપ મુજ પિતા તણો, સઉ નમે રાણા ને રાય; તે ઘેર જ્યારે આવશે ત્યારે, વણી મળશે કન્યાય ૧૯ તે માટે દુઃખ નવ ધરો, તજો મનથી શોક; પિતરાઇને ન પડીયે પૂરા, એ દુષ્ટ કૈરવ લોક. ૨૦ આજે બોલ્યાનો નહિં આશરો, સમયે થાશું સાવધાન; માટે મૌન ધરી રહો માતા, એમ કહી માગું માન. ૨૧ અભિમાન કેરાં વચન સુણીને, ચઢી સુભદ્રાને રીસ; ચરણ કેરી આંગળીથી જ્વાળા લાગી શીશ. ૨૨ ક્રોધ વચને બોલીયાં, તિરસ્કાર કરીને નાર; કૌરવથી કાયર થયો, ધિક ધિક તુજ અવતાર. ૨૩ પયપાન કીધું માહરૂં, વળી અરજુન કેરૂં તેજ; કેમ ધિરજ છાંડી ધર થકી, થઇ કૃષ્ણનો ભાણેજ. ૨૪ દીન થઇ તું બોલીયો, તે સુણે ક્ષત્રિ કોય; અરજુન કેરા નામને તેથી, ઘણો અપજશ હોય. ૨૫ પરાક્રમ તુજ પિતા તણું, શું ન જાણે એ મૂઢ; ખાંડવ વન પરજાળિયું, દેખતાં ગરૂડારૂઢ. ૨૬ કોણ ગણત્રીમાં એ કબુદ્ધિ કૌરવ, જે કરે અવળાં કામ; વીણી વીણી એકે એકને રણમાં, મારવા કરી સંગ્રામ. ૨૭ ધરો આયુધ કવચ અંગે, શસ્ત્રો નાનાં વિધ જેહ; અરજુન સરખો તાત તારે, રણમાં તું જીતીશ તેહ. ૨૮ સાથે ચાલ્ય સુત માહરી, દ્વારિકામાં માતુલ પાસ; બળિભદ્રનાથી કૃષ્ણજીનો, મુને ઘણો વિશ્વાસ ૨૯ અભિમાન કહે છે માતા મારી, ભ્રાતનું શું લે નામ; જેણે જાણી જોઇને, શું કરવા કર્યું એ કામ. ૩૦ તે માટે ત્યાં નથી જાવું હશે જે હોનાર; શ્રીકૃષ્ણજી સવળું લહે, જે નીપન્યો પ્રકાર. ૩૧ પુત્ર તું બીછે નહીં, બળિભદ્ર દુર્યોધન; પાંડવને પરિબ્રહ્મ સનમુખ, સદા એકે મંન. ૩૨ અભિમાન કહે છે માતા મુજને, બેસવાને નથી રથ; જુધ વિષે જીતું સરવને, છું ચૌદ વિદ્યાયે સમરથ. ૩૩ ત્યારે સુભદ્રા કહે વિદુરનો રથ છે પોતાનો જેહ; નાકાર મુખથી નવ કરે, જઇ જુવો માગી તેહ.૩૪ એવું સુણી અભેમાન કહે વિદુરને, મોસાળ જાવા મંન; રથ આપોમુજને તમારો, એમ કહે છે સુત અરજુન. ૩૫ તે વેળા ઇંદ્રાસનથી

ઉતર્યો, રથ કનક કેરો સાર; આઠ પઇડે ચાલતો, ત્યાં અશ્વ જોતર્યા ચાર. ૩૬ કનક રથ સોહામણો, દીસતો મહા જુંજાર; વિવિધ પેરનાં આયુધ તેમાં, હીરા જડીત્ર અપાર. ૩૭ સાંગ્ય રતન જડાવની, રથે ધુઘરીનો ઘમકાર; કોટિક ચંદ્રમા ઉગીયા, મણિ નિઙ્ગાંકિત સાર. ૩૮ મોતીની ઝુલો ઝગમગે, અતિ ઉત્તમ રંગેલ હીર; વિવિધ પેરની ગુંથણી, જોતાં ન રહે ધીર. ૩૯ અશ્વ ઉંચા ઉજ્જવળ ઓપે, ઝવેર જડિત્ર પલાણ; મોરડે મોતી જડાવ છે, જાણે ગડગડિયાં નીશાન. ૪૦ ધ્વજા કેરો થંભ કસીયો, રથની ઉપર સાર; પવન પેરે પતાકા ઉડે, કનક જેમ જોતકાર. ૪૧ વિવિધ પેરનાં ધરિયાં આયુધ, ગુપ્તી ગોળા નાળ; તે રથ ઉપર મુકીયા, ચોહશ પાથરી પાળ. ૪૨ અક્ષય ભાથા ભરી કશીયા, રથ પર મુકયા તેહ; નાખતાં ખૂટે નહીં, એમાં તે નહીં સંદેહ. ૪૩ સામગ્રી બહુ રથ ઉપર છે, ભરી વિવિધ પ્રકાર; પુત્ર કેરો પુત્ર જાણીને, ઇંદ્રે કીધી સાર. ૪૪ ત્યાં અશ્વ રથે જોતર્યાં, બળથી ઉડે આકાશ; અસ્વાર થઇને કુંવર આવ્યો, સુભદ્રાની પાસ. ૪૫ આભુષણ ઇંદ્રે મોકલ્યાં, તે પેર્યાં શણગાર; કાને કુંડળ ઝગમગે, કંઠે એકાવળ હાર. ૪૬ એક મણનું ઉત્તમ બખતર, તે ધર્યું બળ શરીર; બે પાસે ભાથા બીડીયા, તે યોધ્ધો બાવન વીર. ૪૭ કટારી કેડે વાંકડી, કરડી મૂઠ કમાન; છોગાં મુકયાં ઢળકતાં, તેને શિર સોહી રહ્યાં પાન. ૪૮ બેઉ બાંહે બેરખા, તેને હશે કરશણે હીર; બેઉ ખભા પર પેખીયાં, ઘણાં ભર્યાં તાજાં નીર. ૪૯ એણીપેરે સાવધાન થઇને, માતાને નામ્યું શીશ; સુભદ્રા આશિશ દે ત્યાંહાં, પુત્ર જીવો કોડ વરીશ. ૫૦ કુંતા માતાની આજ્ઞા માગી, વધાં પ્રેમ વચંન; અમે પિયર થઇને આવશું, મુજ સાથે છે અભિમંન. ૫૧ અરૂણોદય વેળા થઇ, હવો પ્રાતઃકાળ; મુજ સારથી રથનો નથી,' એમ બોલ્યો ત્યાં બાળ. ૫૨ સુભદ્રા કહે સારથી હું, થઇશ મારા તંન; હાંક રથ તું અહિં થકી, જેમ મળે શુભ શુકન. ૫૩

વલણ—શુકન સારા જો મળે, શુભ કારજ થાય માત કહે; જે વરી છે કન્યા તુજ સંગે, તે આપણે હાથે રહે. ૫૪

## કડવું ૮ મું—રાગ સામેરી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંન; સુભદ્રા અભિમાનને,

સાંભળોને માતા; હું એકલો શું કરૂં, ઘેર નહીં મુજ તાત. ૧૫ આજ વેળા એહની છે, જે કરે તે થાય; દિવસ વાંકા આપણા જે પડયા અવળા દાવ. ૧૬ પિતા નહીં મુજ પાસ આજે, શું કરૂં પ્રાક્રમ; કાકા પણ ઘેરે નથી, પ્રભુ રાખશે આપણો ધરમ. ૧૭ લખિત ભાગ્ય જે આપણે, તે ભોગવે કોણ આવાર; સુતનાં વાયક સાંભળી, વળી નેત્રે વહે જળધાર. ૧૮ પ્રતાપ મુજ પિતા તણો, સહિ નમે રાણા ને રાય; તે ઘેર જયારે આવશે ત્યારે, ઘણી મળશે કન્યાય ૧૯ તે માટે દુઃખ નવ ધરો, તજો મનથી શોક; પિતરાઈને ન પડીયે પૂરા, એ દુષ્ટ કૌરવ લોક. ૨૦ આજે બોલ્યાનો નહિં આશરો, સમયે થાશુ સાવધાન; માટે મૌન ધરી રહો માતા, એમ કહી માગું માન. ૨૧ અભિમાન કેરાં વચન સુણીને, ચઢી સુભદ્રાને રીસ; ચરણ કેરી આંગળીથી જ્વાળા લાગી શીશ. ૨૨ ક્રોધ વચને બોલીયાં, તિરસ્કાર કરીને નાર; કૌરવથી કાયર થયો, ધિક ધિક તુજ અવતાર. ૨૩ પયપાન કીધું માહરૂં, વળી અરજુન કેરૂં તેજ; કેમ ધિરજ છાંડી ઘર થકી, થઇ કૃષ્ણનો ભાણેજ. ૨૪ દીન થઇ તું બોલીયો, તે સુણે ક્ષત્રિ કોય; અરજુન કેરા નામને તેથી, ઘણો અપજશ હોય. ૨૫ પરાક્રમ તુજ પિતા તણું, શું ન જાણે એ મૂઢ; ખાંડવ વન પરજાળિયું, દેખતાં ગરૂડારૂઢ. ૨૬ કોણ ગણત્રીમાં એ કબુદ્ધિ કૌરવ, જે કરે અવળાં કામ; વીણી વીણી એકે એકને રણમાં, મારવા કરી સંગ્રામ. ૨૭ ધરો આયુધ કવચ અંગે, શસ્ત્રો નાનાં વિધ જેહ; અરજુન સરખો તાત તારે, રણમાં તું જીતીશ તેહ. ૨૮ સાથે ચાલ્ય સુત માહરી, દ્વારિકામાં માતુલ પાસ; બળિભદ્રનાથી કૃષ્ણજીનો, મુને ઘણો વિશ્વાસ ૨૯ અભિમાન કહે છે માતા મારી, ભ્રાતનું શું લે નામ; જેણે જાણી જોઇને, શું કરવા કર્યું એ કામ. ૩૦ તે માટે ત્યાં નથી જાવું હશે જે હોનાર; શ્રીકૃષ્ણજી સઘળું લહે, જે નીપન્યો પ્રકાર. ૩૧ પુત્ર તું પ્રીછે નહીં, બળિભદ્ર દુર્યોધન; પાંડવને પરિબ્રહ્મ સનમુખ, સદા એકે મંન. ૩૨ અભિમાન કહે છે માતા મુજને, બેસવાને નથી રથ; જુધ વિષે જીતું સરવને, છું ચૌદ વિદ્યાયે સમરથ. ૩૩ ત્યારે સુભદ્રા કહે વિદુરનો રથ છે પોતાનો જેહ; નાકાર મુખથી નવ કરે, જઇ જુવો માગી તેહ.૩૪ એવું સુણી અભેમાન કહે વિદુરને, મોસાળ જાવા મંન; રથ આપોમુજને તમારો, એમ કહે છે સુત અરજુન. ૩૫ તે વેળા ઇંદ્રાસનથી

ઉતર્યો, રથ કનક કેરો સાર; આઠ પઈડે ચાલતો, ત્યાં અશ્વ જોતર્યા ચાર. ૩૬ કનક રથ સોહામણો, દીસતો મહા જુંજાર; વિવિધ પેરનાં આયુધ તેમાં, હીરા જડીત્ર અપાર. ૩૭ સાંગ્ય રતન જડાવની, રથે ઘુઘરીનો ઘમકાર; કોટિક ચંદ્રમા ઉગીયા, મણિ નિલાંકિત સાર. ૩૮ મોતીની ઝુલો ઝમમગે, અતિ ઉત્તમ રંગેલ હીર; વિવિધ પેરની ગુંથણી, જોતાં ન રહે ધીર. ૩૯ અશ્વ ઉંચા ઉજ્વળ ઓપે, ઝવેર જડિત્ર પલાણ; મોરડે મોતી જડાવ છે, જાણે ગડગડિયાં નીશાન. ૪૦ કંચન કેરો થંભ કસીયો, રથની ઉપર સાર; પવન પેરે પતાકા ઉડે, કનક જેમ જોતકાર. ૪૧ વિવિધ પેરનાં ધરિયાં આયુધ, ગુપ્તી ગોળા નાળ; તે રથ ઉપર મુકીયા, ચોદશ પાથરી પાળ. ૪૨ અક્ષય ભાથા ભરી કશીયા, રથ પર મુકયા તેહ; નાખતાં ખૂટે નહીં, એમાં તે નહીં સંદેહ. ૪૩ સામગ્રી બહુ રથ ઉપર છે, ભરી વિવિધ પ્રકાર; પુત્ર કેરો પુત્ર જાણીને, ઇંદ્રે કીધી સાર. ૪૪ ત્યાં અશ્વ રથે જોતર્યા, બળથી ઉડે આકાશ; અસ્વાર થઇને કુંવર આવ્યો, સુભદ્રાની પાસ. ૪૫ આભુષણ ઇંદ્રે મોકલ્યાં, તે પેર્યાં શણગાર; કાને કુંડળ ઝગમગે, કંઠે એકાવળ હાર. ૪૬ એક મણનું ઉત્તમ બખતર, તે ધર્યું બળ શરીર; બે પાસે ભાથા બાંધીયા, તે યોદ્ધો બાવન વીર. ૪૭ કટારી કેડે વાંકડી, કરડી મૂઠ કમાન; છોગાં મુકયાં ઢળકતાં, તેને શિર સોહી રહ્યાં પાન. ૪૮ બેઉ બાંહે બેરખા, તેને હશે કરશણે હીર; બેઉ ખભા પર પેખીયાં, ઘણાં ભર્યાં તાજાં નીર. ૪૯ એણીપેરે સાવધાન થઇને, માતાને નામ્યું શીશ; સુભદ્રા આશિશ દે ત્યાંહાં, પુત્ર જીવો કોડ વરીશ. ૫૦ કુંતા માતાની આજ્ઞા માગી, વધાં પ્રેમ વચંન; અમે પિયર થઇને આવશું, મુજ સાથે છે અભિમંન. ૫૧ અરૂણોદય વેળા થઇ, હવો પ્રાતઃકાળ; મુજ સારથી રથનો નથી, એમ બોલ્યો ત્યાં બાળ. ૫૨ સુભદ્રા કહે સારથી હું, થઇશ મારા તંન; હાંક રથ તું અહિં થકી, જેમ મળે શુભ શુકન. ૫૩

વલણ—શુકન સારા જો મળે, શુભ કારજ થાય માત કહે; જો વરી છે કન્યા તુજ સંગે, તે આપણે હાથે રહે. ૫૪

## કડવું ૮ મું—રાગ સામેરી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંન; સુભદ્રા અભિમાનને,

ત્યાં, થયા શુભ શુકંન. ૧પ્રથમ પોળે વંદીયા, કુરંગ જમણે હોય; હવે કામ થાશે આપણું, તે મન વિચારી જોય. ૨ સારથી સુભદ્રા થયાં, ગ્રહી રાશ પોતાને હાથ; જાન પેહેલાં જાશું આપણે, પુત્રને કહે છે માત. ૩ રથ ખેડયો ઉતાવળો, તે પવન વેગે જાય; ગિરી વૃક્ષને પાશાણ તે, રથે ભાગી ચૂરા થાય. ૪ એમ જાય ચાલ્યા પવન વેગે, ત્યાં તે ચૂકયાં પંથ; મહા અરણ્યમાં જઇ ચડયાં, વૃક્ષોનો ન આવે અંત. ૫ રથ ચક્ર દીસે નહી, પાશાણનો નહી પાર; ત્યાં ગુંજાવેલ લળી રહી, વનસ્પતી ભાર અઢાર. ૬ દક્ષિણ ભાગે કાવેરી છે, વહે છે મહા ગંભીર; ઉત્તર ભાગે નરમદા કેરૂં, નિરમળ દીસે નીર. ૭ હેડિંબ વનમાં જઇ ચડયાં, ત્યાં દિસે વસમી વાટ; રથ ચાલી નવ શકે, તવ ધરયો મન ઉચ્ચાટ. ૮ ખેર ખાખરા ને અરણી અરિઠા, વડ પિંપળાનાં વન; ધાવડી ધામણી નિરખતાં, વિસ્મય થયા અભેમન. ૯ તાડ તરૂવર અતિ ઉંચાં, દિસંતાં આકાશ; બાવળિયા આંમ્બા આંબલી ને, બોરડી કાંચકી કંથાર. ૧૦ કંકોડાં કોચાં ઘણાં, વળી વાંસ કેરાં ઝાડ; આસોપાલવ અતી ઓપતા, આક ધંતુરાની વાડ. ૧૧ તેનો પાર કોઇ પામે નહીં, જે કોટી છે કે લક્ષ; સાગ સીસમને લીંબડા, શમી સરગવાનાં વૃક્ષ. ૧૨ કાંટા શુળને સીસોળીયાં, સુસવાટ ત્યાં થાયે ઘણો; દરભ શાલિકા ને સુખળાં, ગોખરૂને ગરમાળા તણાં. ૧૩ પરવત કેરાં શૃંગ ઉપર, વૃક્ષો ઉંચાં વ્યોમ મનુષ્ય જાત ત્યાં કોઇ મળે નહીં, દિસે દારૂણ ભોમ. ૧૪ બળહીણ અબળા શું કરે, તેને સંગ ન્હાનું બાળ; પરવતમાંથી વાઘ ગરજે, પડે પેટમાં ફાળ. ૧૫ ત્યાં રથ ચાલી નવ શકે, ત્યારે સુભદ્રા કહે વાણ; કુંવર તું તો મુક વેગે, અગની કેરૂં બાણ. ૧૬ વૃક્ષો દહન કર વન તણાં, તો થાય મારગ પ્રૌઢ; અરજુન કેરો પુત્ર થઇ, શું બની ગયો દિગમૂઢ. ૧૭ એવું વચન સુણી માતનું, ધનુષ બાણ લઇ હાથ; તુજ આજ્ઞાથી વાટ જોતોતો, હવે જોજે તું માત. ૧૮ અગનાસ્તરને સાંધીયું, તેજ તપ્યું અપાર; દવ બળે તરૂવર જળે, વનસ્પતી ભાર અઢાર. ૧૯ તેણે સમે વન રખવાળાએ, જાણ્યું થયો ઉતપાત; ગટોરગચ્છને જાંણ કીધું, કહી માંડીને વાત. ૨૦ વાંસ ફાટે ને ગીરી તૂટે, અગની ચૌદશ ધાય; નચિંત થઇ બેઠા તણે, આ નથી અવસર રાય. ૨૧ વચન એવાં સાંભળીને, થયો હાહાકાર;

ઠામઠામથી મળ્યા આવી, હૈત્યો અપરમપાર ૨૨ સુબાહુને સત્રજીત છે, હિસંત વિકરાળ; રક્ત નેત્રને દાંતજ મોટા, કરે બહુ હોકાર. ૨૩ બહુ વૃક્ષોને શલ્યા હાથ ગ્રહીને, કરે મારો માર; ગટારગચ્છને નિરખતાં, વિસ્મય પામ્યો બાળ. ૨૪ પવન પુત્રને નિરખતાં, વિસ્મય થયો અભેમંન; પ્રાક્રમ ભીમ સમાન દીસે, એવો પ્રૌઢો તંન. ૨૫ ત્યારે શલ્યા લીધી હાથમાં, કહી ક્રોધે વાત; વન મહારૂં કેમ બાળીયું, તેં કર્યો બહુ ઉતપાત. ૨૬ મુજ વનમાંની એક સળી, ભાગી ન શકે કોય; વન મારૂં કેમ બાળીયું, હવે પ્રાક્રમ મારૂં જોય. ૨૭ એવું કહીને શલ્યા મારી, હિસંતી પરચંડ; એક બાણુ મુકયું અભેમન્યુએ, શલ્યા કરી શતખંડ ૨૮ ત્યારે ક્રોધ કરીને વૃક્ષ લીધું, મૂળથી ખેંચી હાથ; મારવાને નિકટ આવ્યો, બાણુ મૂકયાં સાત. ૨૯ ત્યારે ગટારગચ્છે માયા કીધી, રચ્યો છે બહુ ભેદ; એ પરાક્રમી દીસે ખરો, તે મુજને મારે વેહ. ૩૦ લાગ જોઇને વળ્યો પાછો, મંન કર્યો વીચાર; હૈત્યે પોતાની માયા રચી, રણ યોદ્ધા બાર હજાર. ૩૧ વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંન; તેણે સમે બહુ રાક્ષસે, વીંટીયો અભિમંન. ૩૨ વલણ–રણ વીંટયો અભિમન્યુને, ત્યાં અરજુન સુત સબળો વઢે; રાક્ષસનો કાંઇ પાર ન આવે, જેમ કાલિંદ્રી પૂરે ચડે. ૩૩

## કડવું ૯ મું—રાગ રામગ્રી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પાંડુકુમાર; ગટારગચ્છના હૈત્ય આવી, કરે મારા માર. ૧ મોટા પરવત બાથમાં ઘાલી, લાવે રાક્ષસ પ્રૌઢ; તે જોઇને અરજુનનો સુત, થઇ રહ્યો દિગમૂઢ. ૨ આકાશ મારગે ઉતપત્યો, રણ કરે મહા ઉતપાત; પાશાણ પરવત શલ્યા કેરો, વરસી રહ્યા વરસાદ. ૩ અગની કેરા ભડકા થાએ, વળી નાખે ફાળ; મુખ અને શીંગ છે બહુ મોટાં, હિસંતા વિકાળ. ૪ વદન બહુ બીહામણાં, ક્રોધે કરડે દંત; દશે દિશા વ્યાપી રહ્યા, જોતાં ન આવે અંત ૫ ગટારગચ્છ શિર ઉપર ગાજે, કરે મારોમાર; અભિમાન કીધો આકળો, તવ વદી અરજુન નાર. ૬ આટલા દિવસ કુંવર મારા, કરતો તું બહુ લાડ; આજ સુત અરજુનના, પ્રાક્રમ મુને દેખાડ. ૭ એવું સુણી ને કોપે ચડયો, ગ્રહ્યાં બાણુ પ્રચંડ;

ટંકાર ધનુશનો કર્યો, તવ ગાજ્યું બ્રહ્માંડ. ૮ કડાકો સબળો થયો, વળી દૈત્ય સબળા ધાય; અભિમાન કેરાં બાણુ છુટે, દશે દિશાયે પળાય. ૯ અતિ ઘણું બળ વાધીયું, જેમ ચડે સાગર પૂર; ગટોરગચ્છના દૈત્યને, મારી કર્યા ચકચુર. ૧૦ તવ ગટોરગચ્છ ત્યાં આવીયો, બળવંત ભીમ-કુમાર; રણ વિષે અભિમાનની સંગ, કરે મારો માર. ૧૧ ત્યારે અર્ધ ચંદ્રાકાર બાણ કાહાડયું, કરે અભિમન ઘાત; રૂદેમાં માર્યું દુષ્ટને, તેને કર્યો પૃથ્વીપાત. ૧૨ મુરછા પામી ધરણી ઢળ્યો, ઉઠી ન શકે તેહ; હાલી ચાલી નવ શકયો, થરથર ધ્રુજે દેહ. ૧૩ હેડંબા તે નવ લહે, વનમાં બેઠી જ્યાંહે; દાડમનો રોપ રોપ્યો હતો, તે પડયો અવની માંહે. ૧૪ તે જોઇ વિસ્મય થઇ, પછે મન વિચારી વાત; પુત્ર મારો કોણે હણ્યો, કર્યો પૃથ્વીપાત. ૧૫ દોડી ત્યાં તતકાળ આવી, કરડતી મુખ દંત; જેણે મારો પુત્ર હણ્યો, હું તેનો આણું અંત. ૧૬ રસ કુંપી અમૃત તણી, તે લઇ આવી સંગ; સાવધાન કરવા તેહને, પુત્રને છાંટે માત. ૧૭ ઉઠી તવ બેઠો થયો, માતાને નામ્યું શીશ; સુભદ્રા સુતને દેખી, ચઢી બહુ મનમાં રીસ. ૧૮ ત્યારે હેડંબાએ હાક મારી, વધાર્યું નીજ સ્વરૂપ; તે નિરખતાં અભિમાન બીન્યો, થઇ તે મહા કદરૂપ. ૧૯ સસ તાડ સમ ઉંચી થઇને, કર્યું વદન વિક્રાળ; જોતાં ધીરજ નવ રહે, પડયો સુભદ્રાને ત્રાસ. ૨૦ ભુજ દંડ જોજન એક સુધી, પોંચંતા પરમાણ; વિક્રાળ વદન બિહામણું, તે નિરખતાં જાયે પ્રાણ. ૨૧ હેડબા ત્યાં ઓચરે, તું કયાંથી આવ્યો મૂઢ; મુજ સુતને તેં કેમ હણ્યો, એમ વાયક બોલી પ્રૌઢ. ૨૨ રથ સહિત તુજને ગળું, જાણે કરૂં જળપાન; તેં વન મારૂં શા માટે બાળ્યું, તું કોણ છે અજ્ઞાન. ૨૩ એવું સુણીને કોપીયો, અરજુન કેરો તંન; આ ક્ષણે તુજને કરૂં પ્રાજય, એમ બોલ્યો અભિમાન. ૨૪ ત્યારે હેડંબા કહે પુત્ર મારા, શું જુવો છો શુર; પરવત પ્રહારે રથ એનો, કરો ભાગીને ચૂર. ૨૫ એક શલ્યા જોજન ચારની તે, દૈત્યે લીધી પાણ; તરત તેના કટકા કરીયા, મુકી અભિમાને બાણ. ૨૬ પછે ગટોરગચ્છે માયા કીધી, થયાં ચાર સ્વરૂપ; ચો દિશાથી માર મારે, વિંટી લીધો ત્યાં ભુપ. ૨૭ પુરવ પશ્ચિમે ઉત્તર દક્ષિણ, થયો સબળો માર; અભિમાન કીધો આકળો, ગતી ભંગ અરજુન નાર. ૨૮ ગટોરગચ્છના હાથની, એક શલ્યા વાગી અંગ; રૂદે ભેદી વજ્જ્ર સરખી તે

થઇ પડયો ગતી ભંગ. ૨૯ આંખે તંમર આવીયા, શુદ્ધી ન રહી શરીર; એવું જોઇને, સુભદ્રાને, નેત્રે વહે છે નીર. ૩૦ વલણ—નેત્રે જળ-ધારા વહે, કુંવર મુરછાંગત હવો; અરે પ્રભુજી કેમ થશે, આ દૈત્ય છે કોઇ અવનવો. ૩૧

## કડવું ૧૦ મું—રાગ વેરાડી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પાંડુકુમાર; અભિમાનને મુરછાંગત દેખી, રૂવે સુભદ્રા નાર; કુંવર મારા શે નવ બોલો, મારા લાડક વાયા તંન કુંવર ટેક. ૧ ઢાળ. દુષ્ટ તણો પ્રહાર ખમીને, સુઇ નવ રહીયે શુરેરે; દ્વારિકાં જવું આપણે, ઉઠો થાય અસુરરે. કુંવર મારા શે નવ બોલો. ૨ નેત્ર કમલ મુખ પંકજ તારાં, કોમળ સુત શરીરરે; પુત્ર વદન નિરખી રાણીને, નેત્રે વહે છે નીરરે. કુંવર મારા શે નવ બોલો. ૩ મુજ અબળાનો નથી આશરો, આજ એકલડી છું વંનરે; જેઠ યુધિષ્ઠિર પાસે નહીં, નહીં આ વેળા અરજુનરે. કુંવર મારા શે નવ બોલો. ૪ ભીમસેનજી વહેલા પધારો, જેઠ દાખવો મુખરે; ભત્રિજો રણમાં પૃથ્વી પડયો, તમ ભાભી પામે દુઃખરે. કુંવર મારા શે નવ બોલો. ૫ સહદેવ નિકુળ સાંભળો, રણમાં પડયો અભિમાનરે; આણી વેળા સહાય કરો તો, નિરખું કુંવરનું વદનરે. કુંવર મારા શે નવ બોલો. ૬ એમ કહી કલપાંત કરતી, રડે એક-લડી નારરે; પુત્ર વિના સંસાર સુનો, નયણે વહે જળધારરે. કુંવર મારા શે નવ બોલો. ૭ ચાર દાડે ગામ આવશે, અતિ પરાક્રમી અર્જુનરે; ત્યારે મુજને પૂછશે, કયાં છે સુત અભિમાનરે. કુંવર મારા શે નવ બોલો. ૮ વડી બાઇ ઘેર વાટ જોશે, કુંતા સાસુ મ્હારીરે; સુભદ્રા હેડિંબાને કહે છે, નાખ્ય પાપણી મુજને મારીરે. કુંવર મારા શે નવ બોલો. ૯ પુત્ર વિના સંસારજ સુનો, સુનું સરવે સજન મોઝારરે; આત્મા વિના જેમ કલેવર સુનું, તેમ વન સુની હું નારરે. કુંવર મારા શે નવ બોલો. ૧૦ પુત્ર વિના મુખ શું દેખાડું, પિયર સાસરા માંહેરે; અર્જુન સુત રણમાં પડયો, હું કેમ જાઉં ત્યાંહેરે. કુંવર મારા શે નવ બોલો. ૧૧ ભીમ યુધિષ્ઠિર નિકુલ સહદેવ, અર્જુન છે મહા રાયરે; સાસુ મહારી કુંતા કહીયે, તે પાંચે પાંડવની માયરે. કુંવર મારા શે નવ બોલો. ૧૨ ત્યારે હેડિંબા કરે

વિમાસણુ, એ અર્જુન કેરી રાણીરે; પાસે આવીને પુછવા લાગી, કુટુંબ પોતાનું જાણીરે. કુંવર મારા શે નવ બોલો. ૧૩ ત્યારે હેડિંબાયે રૂપ સમાર્યું, સુક્ષ્મ રૂપ થઇ રાણીરે; સુભદ્રાને ચરણે લાગી, તું મારી જેઠાણીરે. કુંવર મારા શે નવ બોલો. ૧૪ ગટોરગચ્છ મુજ પુત્ર કહીયે, ભીમસેનનો અંશરે; અજાણે બેઉએ યુદ્ધ કીધું, એ બેઉ ભાઇનો વંશરે. કુંવર મારા શે નવ બોલો. ૧૫ અજાણે એ કામ કીધું, વઢી મુવા બેઉ ભાઇરે; ગટોરગચ્છ ને અભિમાન બેની, વણી નિકટ સગાઇરે. કુંવર મારા શે નવ બોલો. ૧૬ ત્યારે સુભદ્રા શિતળ થઇ, બોલી પ્રેમ વચનરે; હિયર તણો એ કુંવર તારો, કેમ ઉઠે અભિમાનરે. કુંવર મારા શે નવ બોલો. ૧૭ મુજને હવે વિશ્વાસ છે તારો, નથી કાંઇ અજાણુંરે; પુત્ર મારો ઉઠે નહીં તો, તજું મ્હારા પ્રાણરે. કુંવર મારા શે નવ બોલો. ૧૮ ત્યારે હેડિંબા કહે સુભદ્રાને, અભિમાનને ઉઠાડું રે; એવું કહી રસ અમૃતકુંપી, લાવીને તેને પાયુ રે. કુંવર મારા શે નવ બોલો. ૧૯ ઉદક છાંટતાં અભિમાન ઉઠયો, બેઠો થયો તે વારરે; સુભદ્રાને ચરણે લાગ્યો, પાસે દીઠી નારરે. કુંવર મારા શે નવ બોલો. ૨૦ ત્યારે હેડિંબાએ હેત કરીને નાખ્યું લુણ ઉતારીરે; એટલે સુત ભીમસેનનો, ગટોરગચ્છ ત્યાં આવ્યોરે. કુંવર ઉઠી બોલીયો, સહુ રાજી થયાં મન માંહેરે. ૨૧ અભિમાન દેરી દ્રષ્ટે પડયો, ત્યારે પરવત ઉચકી લાવ્યોરે; માર માર કહી અભિમાન ઉઠયો, તેને હેડિંબાયે સમજાવ્યોરે. કુંવર ઉઠી. ૨૨ કુંવરને તમે બીછવો, સમજાવો દેરાણીરે; બાંધવ બેઉને વઢતા વારો, સુણો મહારી વાણીરે. કુંવર. ૨૩ તારા સુતને તું સમજાવે, તો મારાને વારૂં ધાઇરે; હેડિંબા કહે સુભદ્રાને, એ છે બન્યો ભાઇરે. કુંવર. ૨૪ એમ સમજાવી દેરાણીને, જેઠાણીયે તે વારરે; પછે કહે છે ગટોરગચ્છને, ન કરીયે મારા મારરે. ૨૫ અર્જુન સુત અભિમાન એ છે, આ કાકી તારી પિતરાણીરે; કુટંબ કલેશ કીધો વણુ પૂછે, એ વાત સહુ મેં જાણીરે. કુંવર. ૨૬ આ અર્જુનની અરધાંગના, સુભદ્રા દેરાણી થાયરે; એવું સુણીને ચરણે લાગ્યો, ક્ષમા કરો મુજ માયરે. કુંવર. ૨૭ અભિમાનને આલિંગન દીધું, ભાઇ જાણીને સોયરે; કુટ પાપીયો મુજને, વાત ન કીધી કોયરે. કુંવર ૨૮ કરી પરદક્ષિણા ચરણે લાગ્યો, રથ વાલો ઘેર જઇયેરે; ગટોરગચ્છ કહે મંદીર આવો, સુખ દુઃખ

મુજને કહીયેરે. કુંવર ૨૯ એમ કહો રથ ઉપર બેઠો, ભીમપુત્રે ગ્રહી રાસરે; દેરાણી ને જેઠાણી બેઠાં, મળી એકઠાં પાસરે. કુંવર. ૩૦ તેણે ઠામથી રથ ચલાવ્યો, આવ્યો બે જોજનરે; કાવેરી સંગમ જઇ નાહ્યા, નીર વહે છે પાવનરે. કુંવર. ૩૧ સ્નાન કરીને ત્યાંથી ચાલ્યા, આવ્યા નિજ આશ્રમરે; નીલગઢ મૂકી કરીને, આગળ છે ભુવનરે. કુંવર. ૩૨ રથ રાખ્યો જઇ આંગણે મળ્યો કુટુંબ પરિવારરે; અસ્વ રથ આંગણામાં છોડી, નાખી લીધી ચારરે. કુંવર. ૩૩ ત્રિવિધ પેરનાં વનફળ આણી, મુકયાં કાકી કેરી પાસરે; આગત સ્વાગતકરી કહે છે, હું સેવક છું તમ દાસરે. કુંવર.૩૪ ચાર દિવસ પરૂણા રહો, કહો સુખ દુઃખની વાતરે; સેવકને જે કરો આજ્ઞા, તે શિશ ચડાવું માતરે. કુંવર. ૩૫ આજ લગી એક આંખ્ય હતી, હરખી સુભદ્રા માયરે: હવે બેઉ બાંધવ યુદ્ધ કરો તો, પરદળ નાઠાં જાયરે. કુંવર. ૩૬ વળી વચન કહ્યું એક કાકી, મુજ કુળ રાક્ષસી અવતારરે; હવે પ્રાક્રમ જો જો માહરૂં, કરૂં કૌરવનો સંહારરે. ૩૭ વૈશંપાયન કહે ભૂપતી, સાંભળો પાંડુ કુમારરે; ભીમ કુંવરનાં વચન સાંભળી, હરખી અર્જુન નારરે. ૩૮

## કડવું ૧૧ મું—રાગ કેદારો.

વૈશંપાયન કહે રાજંન, સુણ પરિક્ષત કેરા તંન; ભીમનો સુત ગેટારગચ્છ જેહ, બીજે દિવસે બોલ્યો તેહ. ઢાળ—આ વનમાં તમે કેમ આવ્યાં, તેડી સુતને સાથ; એવું કામ શું પડયું તમારે, અરજુન સરખા નાથ. ૨ જેઠ યુધિષ્ઠિર છે મહારાજા, તે ધરમ તણો અવતાર; સહદેવ નિકુળ દિયર તમારા, એમ બોલ્યો પવનકુમારરે. ૩ એવાં વચન સુણી સુભદ્રાને, આવ્યાં આંસુપાત; ભીમકુંવર શું કહું તુજને, મહારા દુઃખની વાત. ૪ ગામ નથી ત્યાં પાંચે પાંડવ, સંગે દ્રૌપદી નાર; પિતામહને આશ્રમે રહેતાં, હસ્તિનાપુર મોઝાર. ૫ સુખદુઃખના દિન નિરગમતાં, શોક ધારીને મંન; તોયે પુંઠ ન મેલે પાપી, દુષ્ટ દુર્યોધન. ૬ કરમ તણી કાંણી કહું મ્હારી, સાંભળ પુત્ર વચંન; સુરેખા હળધરની તનયા, તે વર્યો છે અભિમાન. ૭ એનો વીવા ફોક કરાવી, કૌરવ કન્યા લાવે; દુર્યોધનનો પુત્ર લક્ષ્મણો, તેને ત્યાં પરણાવે. ૮ એવાં વચન સુણીને બોલ્યો, બળવંત ભીમકુમાર; કૌર-

વને મુખ દાંત કેટલા, એ છે તમારી ચાર. ૯ પ્રથમ દ્વારિકાં જઈ કરી, કૌરવ કુળ સંહારૂં; કામ કરે કેમ એવાં હળધર, પહેલાં તેને મારૂં. ૧૦ પરણીને નવ તજીયે પોતે, તો માગી કેમ મૂકાય; બોલ આપણો ઉપર કરતાં, મસ્તક સરવનાં જાય. ૧૧ તે માટે હું સાથે આવીશ, ધીરજ રાખજો મંન; તે કન્યાને હું પરણાવીશ, બાંધવ મુજ અભિમાન. ૧૨ એવું સુણીને હરખજ આણી, બોલી અરજુન નાર; દુર્યોધન સજ થઇને નિસર્યો, ક્ષોણી કટક અઢાર. ૧૩ આપણે અહીંઆં વિલંબ થયો, ચાલી તેની જાન; ગજ રથ અશ્વ બહુ સેન સાથે, મળ્યા બહુ રાજંન. ૧૪ એવું સુણીને તતક્ષણ ઉઠયો, બળવંત ભીમકુમાર; હેડંબાના રાક્ષસ છે ત્યાં જઇ કર્યો હોકાર. ૧૫ હાક સુણીને તતક્ષણ આવ્યા, દૈત્યોનો નહીં પાર; કદરૂપને વળી મહા ભયંકર, ક્ષોણી ગુલમ અઢાર. ૧૬ સાઠ સહસ્ત્ર દાનવ મળ્યા, વીસ લાખ તોખાર; માયાવી ત્યાં ઘણા મળ્યા, દાનવના અસ્વાર. ૧૭ એક રંગે ઉજળા, ગટોરગચ્છના સારથી; મેઘવરણ સમ કાળ શોભે, બાર સહસ્ત્ર ત્યાં હાથી. ૧૮ સોળ હજાર ત્યાં સાંઢણી, શણગારી કારમું રૂપ; ધ્વજા નેજા નીશાન ફરૂકે, શોભા થઈ અનુપ. ૧૯ ચાલો સરવે દ્વારિકાં ઉપર, ભીમકુંવર એમ બોલે; ઢોલ કેરે ધ્રુશકે, ત્રૈલોક સરવે ડોલે. ૨૦ સજ થઇને સેન સઉ ઉભી, નિરખે અરજુન નાર; હવે કામ થાશે આપનું, એમ મનથી કરે વીચાર. ૨૧ શ્રોતાને મન સંદેહ થાએ, સુણી સેનાનું નામ; ગટોરગચ્છ ભડવીર વિના, કોણ કરે એવાં કામ. ૨૨ સુભદ્રા મન ત્રાસ પામી, દળ દેખી દુર્યોધન; તે માટે સેના દેખાડી, ધિરજ રાખવા મંન. ૨૩ કરજોડીને કરે વિનતી, લાગ્યો કાકીને પાય; અશ્વ ઉપર અભિમન્યુ બેઠો, તમે રથમાં બેસોને માય. ૨૪ એવું સુણી રથ ઉપર બેઠાં, વજડાવ્યાં નીશાન; ત્રીજું દદામું સુણતાં, સેન ચાલ્યું થઈ સાવધાન. ૨૫ રેવા તટ આવ્યા સહુ, રાક્ષસ ઉતર્યો પેલે તીર; ગટોરગચ્છ ઘટાશું ચાલ્યો, આનંદે મહાવીર. ૨૬ કાળો પાહાડ નામ કુંજરનું, તે પર બેઠો ભીમકુમાર; પછે પંથ કરીને ચાલ્યા, યોદ્ધા તે વન મોઝાર. ૨૭ એમ રાત દિવસ સઉ ચાલતા, વહી ગયા નવ દંન; દસમેં દિવસે દ્વારિકાં દીઠી, ત્યાંથી બે જોજંન. ૨૮ ચાર ઘડીમાં તે પંથ કાપી, આવ્યા ગોમતી તીર; નગરમાં શું કામ આપણે, મંન વિચારે વીર. ૨૯ એવું જાણીને

ડેરા દીધા, નગર બાહાર ત્યાં સોય; તે કારણ શ્રીકૃષ્ણજી લહે, બીજા મર્મને જાણે કોય. ૩૦ ગટોરગચ્છનું સેન ઉતર્યું, તે ગણતાં ન આવે પાર; નગર લોક દેખે નહીં, તે માયા તણા અવતાર. ૩૧ નીશી થઇ રવી આથમ્યો, તવ કીધાં સર્વે ભોજન; સુભદ્રા કહે ગટોરગચ્છને, સાતમે દિવસે લગંન. ૩૨ વૈશંપાયન એણીપેરે બોલ્યા, સાંભળ પાંડુકુમાર; ચાર પોહોરની રજની વીતી, થયો પ્રાતઃકાળ. ૩૩ બીજા દિવસને પેહેલે પોહોરે, આવી કૌરવની જાન; ઢોલ કેરે ધ્રુશકે, પડયું ન સંભળાય કાન. ૩૪ નગર બાહાર આવીને ઉતરયો, દુર્યોધનનો સાથ; તે વાત બળિભદ્રે સાંભળી, સુણી મનમાં થયા રળીયાત. ૩૫

વલણ—સુણી થયા રળીયાત તે તો, જાન આવી કૌરવ તણી; લોકો સઉ જોવા મલ્યા, આવ્યો હસ્તિનાપુરનો ધણી. ૩૬

## કડવું ૧૨ મું—રાગ રામગ્રી.

હરખ્યો દુર્યોધન મન માંહેજી, મનવાંછિત ફળ મળે આંહેજી; એણીપેરે બોલ્યા ત્યાં મુન્યજી, સાંભળ પરિક્ષિત કેરા તંનજી. ૧ ઢાળ. પરિક્ષતના તન સાંભળો ત્યાં આવી કૌરવની જાન; ઢોલ નગારાંને શરણાઇ વાગે, ગડગડિયાં નીશાન. ૨ નોબત રૂડી વાગે છે ત્યાં, ગરજે છે રણતૂર; દુર્યોધનની જાનમાં, દળ મળ્યું સાગરપૂર. ૩ ઢોલ ધમકે ને બણગાં ફુંકે, ગરજના બહુ થાય; જાન દેખી મલ્લપતી, માનુની મંગળ ગાય. ૪ દ્રોણગુરૂને કૃપાચારજ, અસ્વત્થામા મહામુન્ય; બ્રક્ષકેતુ શકુની મહા બળીયા, કરણ ને દુશાસંન. ૫ શત ભ્રાત જે પોતાના પ્રૌઢા, સજોડે અસ્વાર; કેસરી વાઘા છાંટીયા, દીસંતા રાજકુમાર. ૬ પંચાલ દેશનો રાજીયો, બહુ સેન સાથે હોય; સિંધુદેશના રાયને, પોંચી ન શકે કોય. ૭ સુશરમાનો સાથ સબળો, સજોડે કહેવાય; એમ જાન સાથે આવીયા, બહુ દેશ કેરા રાય. ૮ વિવિધ પેરનાં ધર્યાં આયુધ, ગદા બાણ પ્રચંડ; હાથનાલ ગોલા કટાકે, ગડગડે બ્રહ્માંડ. ૯ સમશેર રૂડી શોભતી, તે સામટા કેરે હાથ; જાન માંહે શોભીયો, લહો સબળો સાથ. ૧૦ બહુ રંગ તંબુ તાણીયા, ત્યાં કર્યા ઉભા સાર; ફરસબંધી તે ભોમ કીધી, પાયગા ઘોડાની તૈયાર. ૧૧ આપ આપણા ઠામ કરીને, ઉતર્યા આવી કોય; બજારનો જથો ત્યાં સબળો,

વેગળો દળથી જોય. ૧૨ વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંન; બળભદ્રજી આવી કૃષ્ણને ત્યાં, કહે પ્રેમ વચંન. ૧૩ હસ્તિનાપુરની જાન આવી, ઉતરી નગરના નાથ; વાત એવી મેં સાંભળી જે, આવ્યો કૌરવનો સાથ. ૧૪ સામૈયું લઇને તેડી લાવો, વધા શ્રી ભગવાન; દુર્યોધનને જઇને ભેટા, ઘો બહુ આદરમાન. ૧૫ કૃષ્ણ કહે છે સર્વથા જાણું, સાથ તેડી આજ; વિલંબ કરશો વીર મારા, તો રેહેશે નહિં કંઈ લાજ. ૧૬ એવું સુણીને મંદીર વિષે, આવ્યા ત્યાં બળદેવ; કેસર ઘોળીને તૈયાર કીધું, પાન બીડાં તતખેવ. ૧૭ સરવે સાથ તેડીને નિસર્યા, ચાલ્યા મળીને સંગ; દુર્યોધનની જાન દેખી, વાધિયો મન રંગ. ૧૮ બજારની શોભા નિરખતાં, આવિયા રાજદ્વાર; યોદ્ધા સરવે ઉભા થઇને, કીધો પ્રેમે જુહાર. ૧૯ અન્યો અન્ય સહુ ભેટીયા, દીધાં આલિંગન; બલિભદ્ર શું વેવાઈ મળ્યા, રાય દુર્યોધન. ૨૦ લક્ષમણો કુંવર તે તણો, ત્યાં આવિયો તેણીવાર; સસરા પાસે હેતજ આણી, કર્યો સહુને જુહાર. ૨૧ પછે કર્યાં કેસર છાંટણાં, આપ્યાં બીડાં પાન; સેવા કરવા જાનની, ત્યાં મોકલ્યો પરધાન. ૨૨ આજ્ઞા માગીને ઉઠીયા, બળદેવજી તેણીવાર; જાનને બહુ માન દઇને, આવ્યા પોતાને દ્વાર. ૨૩ વૈશંપાયન બોલીયા, સાંભળો પરીક્ષતના તંન; અન્ન પાણી પુર્યાં સઉને, સુખ બહુ દુર્યોધન. ૨૪ તે દિવસ વીતી ગયો, થયો તે પ્રાતઃકાળ; વૈશ્ય ક્ષત્રી આચાર પાળે, ભજે શ્રી ગોપાળ. ૨૫ ભજન કરે ને ભોજન થાયે, કરે સહુકો કલ્લોલ; ખટ દિવસ રહ્યા લગનના, સહુ જોય ઝાકમઝોળ. ૨૬ પાંચમી વરધે સુરેખાને, અંગે પીઠી ચોળાય; બહુ હાસ્ય કરતી કામની, તે મળીને મંગળ ગાય. ૨૭ એ કથા રહી એટલેથી, સાંભળ પરિક્ષત તંન; ગટોરગચ્છે શું કર્યું તે કહું તમને રાજંન. ૨૮ પોતાના સરવે યોદ્ધા તેડી, વદે પ્રેમ વચંન; આપણને શું જાણશે, એ દુષ્ટ દુર્યોધન ૨૯ એની સેનામાં જઇને તમે, ભરો સબળી બજાર; રૂપ લીયો લીલોતરીનાં, યોદ્ધા બાર હજાર. ૩૦ આજ્ઞા લઇને ગટોરગચ્છની, હેલ્યો ચાલ્યા જાય; દુર્યોધનની સેના માંહે, સબળાં કાટ ભરાય. ૩૧ બોર ભાજીને રીંગણાં, રાતાં રતાળુ સોય; તુરિયાં તાજાં ને સાકર કોહોળાં, ગવાર સુંદર હોય. ૩૨ કાકડી મુળા ને સોનેરી કેળાં, કેરીયો પાકી હોય; દુર્યોધનના લોક આવી,

લઈ આવ્યા સહુ કોય. ૩૩ મગશીંગો ને ચોળાફળી, કરમદાને વળી કેર; વાલોળ પાપડી કુમળી જોઇને, લઇ આવ્યા સહુ ઘેર. ૩૪ ત્યાં દ્વારિકાંના લોક આવ્યા, તે જોઈ ઇચ્છા થાય; પંડોળાં ઘી તુરીયાં ને ટીંડોરાં, ને સઉકો લઇ ઘેર જાય. ૩૫ સેલડી ભારા સબળા દીસે, રસ ભર્યા રાજન; હાથી આગળ નાખવાને, લીધા દુર્યોધન. ૩૬ ચણા વટાણા દીસે લીલા, લીલી તુવર દાણાદાર; તે ફોલીને શાકજ કરવા, લઇ આવ્યા તે વાર. ૩૭ મુળા કુમળા કારમા, તે જોઇને ઇચ્છા થાય; લીલોતરી સહુ લેઇ કરીને, ઘેર પોતાને જાય. ૩૮ કરીયો કાચી કારમી, તે દેખી મન લલચાય; જે જે દેખે તે તરત લઇને, શાક કરીને ખાય. ૩૯ ટાળાં ભરીયા ને બિમડાંનાં, વિધ-વિધનાં છે ફરૂટ; પગ મેલવાનો માગ મળે નહી, એવી વસ્તુ અખૂટ. ૪૦ તરબૂચ મોટાં ઘડા જેવડાં, તે તો લીધાં રાય; જાનઇયા ત્યાં દેખીને દોડે, સહુકો લેવા જાય. ૪૧ સીતાફળ સોહામણાં, પાકેલાં મોટી આંખ્યો છૂટ; જાનમાં વેંચી આપવા, એક હજાર ભરીયાં ઉંટ. ૪૨ કેસરવરણા ગોળની હાંડી, સુરણ ને વળી કંદ; કૃષ્ણજી સત્રળું લહે, રાક્ષસે રચ્યો જે ફંદ. ૪૩ વૈશંપાયન બોલીયા, સાંભળીયે પાંડુ કુમાર; સરવ જનોએ શાક લીધાં, જાનને નગર મોઝાર ૪૪ આપ આપને સ્થાનક જઇને, ખાવાની કરી પેર; ગટોરગચ્છના રાક્ષસો સરવે, વ્યાપી રહ્યા ઘેર ઘેર. ૪૫

વલણ—વ્યાપી રહ્યા ઘેર ઘેર સરવે, રાક્ષસ સઉ કેવા છળે; દુર્યોધનની જાનમાં, પૂરણ ભોગ કેવા મળે. ૪૬

## કડવું ૧૩ મું—રાગ ગોડી.

વૈશંમપાયન વદે વચંન, સાંભળ પરિક્ષત કેરા તંન; કૌતક સુણજો રાક્ષસ તણું, રૂપ પ્રગટે બહુ આપ આપણું. ૧ તેનો મરમ ન જાણે કોય, જોઇ શાકને વિસ્મય હોય; કંદમૂળ કેમે નવ ચડે, માથાં સરખાં દ્રષ્ટે પડે. ૨ વાસણમાં ડોળા ફેરવે, હિસે કદરૂપ અતી નવનવે; જ્યાં ભાજી છમકારા હોય, તો તે પેટમાં પેસી રોય. ૩ પાકાં જાણી ખાય ફળફુલ, દેત્યો ઉર-રમાં તેને મારે સુળ; તેલ કડામાં ગોરડી તલે, તો રાક્ષસ ઉઠી વળગે ગળે. ૪ નાખી તોલડીને ઉભી થાય, રાક્ષસ દોડી વળગવા જાય; જે કોઇયે મોળી કાકડી, તે મુરછાંગત થઇ હેઠી પડી. ૫ નાખી દે તો નવ

નંખાય, જ્યાં જાયે ત્યાં વાંસે ધાય; જાદવ જુવતી રાંધે શાક, દેખી રાક્ષસ પાડે ધાક. ૬ નાખી તોલડી નાસે જેમ, પૂંઠે તેની ધાએ તેમ; બળ્યું શાક આણ્યું ઘર માંહે, પાડે ચીસને વળગે ત્યાંહે. ૭ તે દેખી પ્રાણ જાય માહરા, સહુને કીધાં બહુ કાહરાં; ઉગ્રસેનના ઘરમાં વળી, રાક્ષસ એક છે ટોળે મળી. ૮ સાત્યકી જાદવની તરૂણી, નગન થઇને નાસે ઘણી; સુરસેન તણી જે નાર, જોઇ દૈત્યે અડકાવ્યાં બાર. ૯ હળધરવીર તણા ઘર માંહે, ઘણું શાક આણ્યું છે ત્યાંહે; ઘર સઘળું હળમેખળ કર્યું, આ શુ પાપ થયું ઉફરૂ. ૧૦ દેખી દૈત્ય નાઠી રેવતી, વિના વસ્ત્ર નાગી નાસતી; વાસુદેવ તણી કુલવહુ, વસ્ત્ર નાખી નાઠી સહુ. ૧૧ ઘરમાં રાક્ષસ ફેલી રહ્યા, એવા હવાલ વળી જાનમાં થયા; ઘરમાં કોઇથી નવ જવાય, રાંધ્યાં અન્ન તે રાક્ષસ ખાય. ૧૨ છપ્પનક્રોડ જાદવની નાર, આપ આપણાં દીધાં દ્વાર; ઘરમાં શાક આણ્યાં છે જેહ, ભુત થઇને વળગે તેહ. ૧૩ નાસીને સહુ જાયે બહાર. જ્યાં જાયે ત્યાં હાહાકાર; જાનમાં બહુ પડ્યું ભંગાણ, નાઠા ત્યાં ભડકી કેકાણ. ૧૪ હાથી નાસી પાડે ચીસ, ત્રાહ ત્રાહ કરે જુગદીશ; દુર્યોધનને દેરે ઘણું, વ્યાકુળ શે ન થયું તે તણું. ૧૫ ઠામ ઠામથી બીન્યા લોક, સેનામાં પડીયો છે શોક; વિકટ રૂપ દીસે વિકળ, રકત નેત્ર પાવકની જ્વાળ. ૧૬ કકડાવે મુખ કહાડે દંત, ધડ વિના મસ્તક દીસંત; સહુકો દેખે નગર મોઝાર ત્યારે પડયો દ્વારિકાંમાં પોકાર. ૧૭ હવે નહિં કોઇ બાહાર નીસરે, હાથ ચડે તે નિશ્ચય મરે; નગર લોક સહુ આણ્યું બાજ, પછે આવ્યા જ્યાં કૃષ્ણ મહારાજ. ૧૮ બળિભદ્ર કરે વિનતી, નગરમાં રહેવાતું નથી; રાક્ષસ વાપ્યા શ્રી જદુરાય, ઘર મુકીને કયાંરે જવાય. ૧૯ બળિભદ્રની વાણી સુણી, વળતા બોલ્યા ત્રીભોવન ધણી; તમે આરંભ્યું વીવાનું કામ, નહિ લીધું કોય ગણપતિનું નામ. ૨૦ કે રૂદ્રકળશ ગયા, વીસરી મહાદેવે એ માયા કરી; તે માટે મન મુકી ગરવ, ઇશ્વર દહેરે જાઓ સરવ. ૨૧ પંચામૃતે કરો જઇ પખાળ, મનમાં આણી ઘણેરૂં વ્હાલ; રૂદ્ર તણા ગણ લક્ષોલક્ષ, તેને જઇને મુકો ભક્ષ. ૨૨ તો એ વિઘ્ન થાશે પૂરૂં, માનો હું કહું છું તે ખરૂં; વૈશમપાયન કહે સુણ રાય, બળભદ્રે કીધો ઉપાય; ગંગેશ્વરજી આયા સંચરી, મન મધ્યે હસ્યા શ્રીહરી; વળતું જે હવું રાજંન, કહું કથા સુણો

બોલ્યા મુન્ય. ૨૪ ગટારગચ્છે એવું આદર્યું, બીજે દિને વળી વિપ્રિત કર્યું; દુર્યોધનની સેના સોય, તે નિરધન કર્યા સહુ કોય. ૨૫ લુંટયાં દ્વારિકાં કેરાં લોક. લીધું ધન કરી કપટજ રોક; એમ મનમાં વીમાસણ કરી, સરવેનું ધન લીધું હરી. ૨૬ બીજે દિને માંડયો ઉપાય, કો રાક્ષસ મોટા કુંજર થયા; કો દરીયાઇ વજ્જ્ર થયા, લઈ ચૌટામાં ઉભા રહ્યા. ૨૭ ઘડિયા જોજન સાંઢજ કરી, તેને કોઇ ઉભા છે ધરી; રથ શણગારી કીધા નવા, વેચનાર બેઠા હાંકવા. ૨૮ વૃષભ તણી જોડી ત્યાં બહુ, તે જાનના લોક લઈ જાયે સહુ; એમ હારોહાર થઇ છે ઘટા, કુંજરને રૂડા છે પટા. ૨૯ સિંહલદ્વીપ તણા સુંઢાળ, દંતુશળ મુખ ઝાકઝમાળ; ઘુઘરમાળ ગળે ધમધમે, જે દેખે તેને મન ગમે. ૩૦ સાંકળ પાછળ ખડખડતી જાય, મદમાતા કોઇથી ન સેવાય; તે દુર્યોધને વાત સાંભળી, જોઈ હાથી થયો મન રળી. ૩૧ કો સોદાગર જાણી કરી, દુર્યોધને વાણી ઓચરી; કહોજી મુલ શું લેશો તમો, જે માગો તે આપું અમો. ૩૨ વળતા બોલ્યા કુંજરના ધણી, એકે મૂઠે લેશું ગણી; લાખ રૂપૈયે ગજ વેચાય, તે ગજ તમથી કેમ લેવાય. ૩૩ એક વચન કહું છું અમો, કહેશો ચેતાવ્યા નહીં તમો; વળતા બોલ્યા સઉ પરધાન, સાંભળો કૌરવપતી રાજંન. ૩૪ મોટા હાથી છે અમૂલ, જે માગું તે ઘોને મૂલ; દુર્યોધન કહે હાથી ભલો, ભરો ગજ થાયે કેટલો. ૩૫ ભરતાં તે ગજ દ્વાદશ થયો, ફરી બોલ રાજાને કહ્યો; કહ્યા પ્રમાણે લક્ષ રૂપીયા લઉં, ત્યારે એ ગજ તમને દઉં. ૩૬ તમથી દામ તો નહિં ખરચાય, શું કરવા તું ઘેલો થાય; એ ગજ તો પાંડવને સોય, જો રાજા યુધિષ્ઠિર હોય. ૩૭ બીજાથી નત્ર લેવાય, દ્રવ્ય ખરચતાં પ્રાણજ જાય; એવાં વચન તેનાં સાંભળી, રહ્યો રાજા રૂદે પરજળી. ૩૮ પછે હસ્તિનાપુરનો ધણી, સરવ રૂપૈયા આપ્યા ગણી; હાથી જોઇ બહુ રાજી થયા, પોતાને ઠામે લઇ ગયા. ૩૯ ઘાસ દાણા ઘણા ખવરાવ્યા, જોવા જાનના લોકો આવ્યા; એની શોભાનો નહીં પાર, બળવંત બહુ નિરધાર. ૪૦ મંદીર બાંધ્યાં દુર્યોધન તણે, બીજે દાહાડે નહીં બારણે; કૌતક સેનામાં એવું કરી, આવીને જાએ છે તરી. ૪૧ ઘડિયાં જોજન જે સાંઢણી, સરવે મળીને લીધી ઘણી; એકેકી લીધી સહુ કોય, માથે હાથ મુકી પછી રોય. ૪૨ દુર્યોધનના સાથી બહુ, નિરધન લોક કીધા સહુ; કોઇયે મોતીનું

ધરીયું રૂપ, તે દેખી રીઝે મન ભુપ. ૪૩ મુલ આપીને રાખે પાસ, બીજે દાહાડે થાય નિરાશ; એણીપેરે હરી લીધું ધન, સુણ જનમેજય રાજંન. ૪૪ એ કારણ શું કૃષ્ણજી લહે, પણ કોઇ આગળ નવ કહે; પછે ઘટોરગચ્છ એમ ઓચરે, માયાવી સઉ શ્રવણે ધરે. ૪૫ જઇ બ્હાર બજાજી કરો, વિવિધ વસ્ત્ર થઇને દ્રવ્ય હરો; ભીમ કુંવરનાં સુણી વચંન, દોઢો રસ્તો થયો તે દિન. ૪૬ દોશી તણી દુકાનજ કરી, વિવિધ વસ્ત્ર બેઠા પાથરી; ઝીણા દોરીયા એકજ તાર, કોઇએ નવ દીઠા સંસાર. ૪૭ સાળુ કસુંબ રૂડી શાલ, તરેહ તરેહના છે બહુ માલ; કસબી મંડીલ ને પાઘડી, તે તો સઉની દ્રષ્ટે પડી. ૪૮ જાનના લોકો લેવા જાય, ધનના ત્યાં બહુ ઢગલા થાય; બનારસનાં શેલાં જોઈ, લોકો રહે સહુ જોતાં મોહી. ૪૯ જામદાની દુપટ્ટા ઘણા, જગન્નાથીમાં નહિ મણા; મખમલને મલમલ ત્યાં સાર, માહરપાટ રૂડા તૈયાર. ૫૦ ધોએલા છે ને નેનકલાક, તેના ઉત્તમ છે બહુ તાક; સારામાં સારી સુખલાત, તેતો લે છે જાનો જાત. ૫૧ રેશમી કોર તણાં ધોતીયાં, મોં માગ્યું મુલ દઇને લીયાં; જાનરડીયે જોયો માલ, કોઇએ લીધાં અંબર લાલ. ૫૨ લીલાં જાંબુડી કિરમજી, સાટિન અતલસને વળી ગજી; બાંટ બાંધણી ચંદરકળા, દક્ષણી સાડી ખંડો ભલા. ૫૩ સરને રંગ તણા કિનખાબ, તે ઝળકે જાણે આફતાબ; જે જોઇયે તે ત્યાંતો મળે, પઇસા લઇને દૈત્યો છળે. ૫૪ છીંટ દુમેટી ઉપર ભલી, ઝીણી બુટ્ટીને ચોકડી; જેવો જોઇએ તેવો માલ, દામ દઇ સઉ લે તતકાળ. ૫૫ પીતાંબર રૂડાં સોયે, સરવેનાં મન મોહે; જરીવાઈ ફુલમાટીન ઘણી, દીસે તાજી હમણાં વણી. ૫૬ ચણિયા રેશમી લાલને લીલા, મુગટા કેશર જેવા પીળા; મુખમાં રસના છે એક, તેનો કહેતાં ન આવે છેક. ૫૭ દૈત્યો દલાલ દલાલી કરે, વસ્ત્રો અપાવી ધન બહુ હરે; રૂડી બજાર નિત્યે ભરાય, જે જોઇયે તે સરવે વેચાય. ૫ જાનનું નામ ત્યાં સાંભળી, સહુ વેપારી આવ્યા મળી; એ કથા જાણી સહુ કોય, નગરવાસી ત્યાં ભેગા હોય. ૫૯ જેને જે જોઇયે તે સરવે લે છે, દામ દૈત્યોને રોકડા દે છે; પછી બળિભદ્ર ચૌટે નિસર્યા, જોઈ બજારને શુદ્ધ વિસર્યા. ૬૦ દુર્યોધન હસ્તિનાપુરનો ધણી, મારે કરવી તેને પેરામણી; બાર લાખનો સોદો કરી, મોટી વખારો માલે ભરી. ૬૧ તાળાં દીધાં મ્હોટાં નિરધાર, ઉઘાડે રાક્ષસ ઠારો ઠાર; જાન

તણા આવે છે લોક, લીયે લુગડાં ધન આપી રોક. ૬૨ લઇ જાયે ઠામ આપણે, બાંધે બચકો જતને ઘણે; બીજે દા'ડે માલ નવ મળે, ગયાં વસ્ત્રો સહુ ટળવળે. ૬૩ એમ ચાર દિવસ લુટયાં લોક, થયા નિરધન મન આણે શોક; વૈશંપાયન વદે વચંન, લગન તણો ત્યાં આવ્યો દંન. ૬૪ ગટોરગચ્છે જાણી તે વાત, કહે સુભદ્રાને સુણો માત; આજ લગન તણો છે દન, તેની ચિંતા ન કરશો સંન. ૬૫ આપણી સનમુખ શ્રી જદુરાય, તો એ દુષ્ટો થકી શું થાય; કૃપા છે શ્રી હરિ કેરી સાર, આપણું કામ થશે નિરધાર. ૬૬ સઉ જમીને થઇયે તઇયાર, તેમાં વાર ન કરીયે લગાર; પછે રસોઇ કરાવી તે વાર, રૂડો કીધો ત્યાં કંસાર. ૬૭ દાળ ભાત ને શાક અપાર, સઉ જમીયા તેણીવાર; પછે રાક્ષસને આજ્ઞા દીધી, સરવે સેનાને તૈયાર કીધી. ૬૮ હસ્તી ઘોડાને રથ પાલખી, જોઇ સુભદ્રા મનમાં હરખી; ગટોરગચ્છને કહે છે ત્યાંહે, એક ગોર બોલાવો આંહે. ૬૯ ગૃહશાંતી કરીયે આજ, જેથી સિદ્ધ થાએ સહુ કાજ; આજ્ઞા સાંભળતાં પરવર્યો, એક ગોરને રસ્તેથી ધર્યો. ૭૦ સુભદ્રા પાસે તેડી લાવ્યો, તેને પ્રેમ કરીને બોલાવ્યો; આવો પધારોને મહારાજ, ગૃહપૂજા કરાવો આજ. ૭૧ સેના દેખીને બીન્યો મંન, હું તો ન જાણું કાંઇ પૂજંન; માટે જાઉં છું મારે ઘેર, પૂછો બીજાને તેની પેર. ૭૨ સુણતાં ગટોરગચ્છ એમ કહે, મારીશ હમણાં અણબોલ્યો રહે; હોઠ ઉગામી કરડયા દંત, બ્રાહ્મણ મનમાં કહે આવ્યો અંત. ૭૩ વિપ્ર કહે મને વળગ્યું પાપ, વાત પૂછતાં થાય સંતાપ; ત્રાહે ત્રાહે શ્રી જુગદીશ, ઘસે હાથ હલાવે શીશ. ૭૪ ઘરમાંથી માન શુકન થયા, આવી ઉચાટમાં ઉભા રહ્યા; મહા વળ્યો છે આડો આંક, આતો મારા કરમનો વાંક. ૭૫ હું તો વાપીને હાથે પડયો, વ્યાકુળ થઇ બ્રાહ્મણ હડવડયો; કાલાવાલા કરે અપાર, શું થાશે જગદાધાર. ૭૬ એવું કહીને બેઠો ત્યાંહે, પડયો પાસ હવે જાઉં કયાંહે; વૈશંપાયન વદે વચંન, સાંભળ પરિક્ષત કેરા તંન. ૭૭ પોહોર દિવસ ચડયો નિરધાર, મોં જોયાનો થયો વિચાર; જાણે કૌરવ નારી જશે વેહેલી, આપણે તૈયારી કરીયે તે પેહેલી. ૭૮ કરજોડી કહું સરવથા, શ્રોતાજન સાંભળજો કથા; વળી ગટોરગચ્છે માયા કરી, સાંભળો સઉ શ્રવણે ધરી. ૭૯ વલણ–શ્રવણે ધરી સહુ સાંભળો, તેહ પછે શું થાયરે; દૈત્યો સઉ તત્પર થયા, કરે કેવો ઉપાયરે. ૮૦

# કડવું ૧૪ મું—રાગ રામગ્રી.

વૈશંપાયન બોલીયા, સુણ પરિક્ષિત કેરા તંન; ગેટારગચ્છે શું કર્યું, તે સાંભળો રાજંન. ૧ બસો કીધી સુંદરી, માયાની અવતાર; વેવાણ થઇને સાંચર્યાં, કૌરવનો પરિવાર. ૨ વસ્ત્ર અનુપમ પેરીયાં, લીલાં અંબર ચીર; તે મધ્યે દીસે ઘણું, સુંદર કોમળ શરીર. ૩ ચરણે ચરણે ચાંપતી, પગ પામી નવ દીસે; નવ જોબન થઇ કામની, જોતાં મનડું હીસે. ૪ ચૌદ પંદરને સોળ વરસની, નવ જોબન ને નાર; કંચુકી કસણ સમારિયાં; કુચ ફળ આકાર. ૫ શીશ ફુલને રાખડી, મણી મોતી સાર; ટોટી રતન જડાવની, કંઠે એકાવળ હાર. ૬ નાકે મોર સોહામણા, ઝળકે વેસર મોતી; આંખે અંજન સારીયાં, દરપણમાં મુખ જોતી. ૭ દાંત બત્રીશે ઝગમગે, તે મધ્યે જડી છે રેખા; ચંચળાઇમાં ચપળ ઘણી જોબન બાળેવેશ. ૮ વદન જોઇ પોતા તણું, મનમાં થાય રળીયાત; નીલવટ કીધો ચાંદલો, જેમ પુનમચંદ્ર પ્રકાશ. ૯ કનક ઝાલ કાને ધરી, વચમાં બેઉ ફુલ; ઉપર ઝગકે ઝુમણાં, નારીયો દીસે અમુલ્ય. ૧૦ ગોફણે જડી છે ઘુઘરી, ડગમગતા તે નાદ; મોંઓણે તે સંચરી, પોતાને સંવાદ. ૧૧ બાંહે બાજુબંધ બેરખા, તેને ફુમતડાં લેહેકે; એક એકપે આગળી, લટકાળું ચાલે લેકે. ૧૨ સોળ શણગાર સજી કરી, તે સહુ ચાલ્યો સાથ; સામગ્રી આગળ ધરી, કો નારીને હાથ. ૧૩ કુંકમપડા સોહામણા, આપીયાં આભ્રણ; જનમેજય રાય સાંભળો, હવે થાશે કન્યા હરણ. ૧૪ નાડાં શ્રીફળને સૂખડી, લઇ મોંઓણે જાય; કોઇ વડિયાઇ કોઇ બેન બની, વળી કોઇ થઇ વરની માય. ૧૫ કોઇ મામી માસી મલપતાં, કાકીઓ વળી સાથ; છાબ એક વસ્ત્રે ભરી, તે વરની મામીને હાથ. ૧૬ કુટુંબ સહુકો વર તણું, તે આવ્યાં નગર મોઝાર; પરપુરૂષથી વેગળાં રહે, બહુ લાજે તે નાર. ૧૭ દ્વારામતી સહુ આવીયા, મુખે મંગળ ગાય; નગર લોક સહુ જોવા મળ્યું, આ વેવાણો જાય. ૧૮ કોઇયે વાળ્યા અંબરના ઘુંઘટા, રાખે આડી દ્રષ્ટ; કામનિયો તે કરે કટાક્ષો, મળી સહુની દ્રષ્ટ. ૧૯ રૂમઝુમ કરતાં આવિયાં, બળિભદ્રને દ્વાર; વેવાણ અસુર કેમ કર્યું, એમ ગાય સરવે નાર. ૨૦ રેવતી સામાં આવીયાં, લઇને તેલ વળી પાન; વેવાણને તે નામીયું, પ્રેમે

આકરઆન. ૨૧ ધસીને દ્વારમાં સંચર્યાં, સહુકો ત્યાં નવ સમાયઃ રહ્યાં આંગણે ટળવળી, બહુ ભીડજ થાય. ૨૨ કોઇ ઓરડી પરસાળમાં, કોઈ ઉભાં છે શાખ; સુરેખાને પીઠી ચડે છે, તેતો બેઠી ગોખ. ૨૩ કોરાં માટ નીરે ભર્યાં, તેતો સહુને પાય; શિતળ વાએ વીંઝણા, ત્યાં વાયુ બહુ ઢોળાય. ૨૪ હાસ્ય વિનોદ કરે ઘણા, બહુ વિધ સેવા થાય; અન્યોઅન્ય વિવાહશું, સહુ નારીયો ગાય. ૨૫ તેણે સમે વળી ઘર વિષે, વરની કાકી થાય; કન્યાનું મુખ નિરખવાને, માગે છે વરની માય. ૨૬ રેવતીયે તેને તેડાવી, કન્યાને વળી ત્યાંહે; સાસરપક્ષ મળી ઘણી, કોઇએક સાહેલી બાંહે. ૨૭ કો નણંદ થઇને બોલાવતી, જોવા તેનું વદંન; કામની પરસાળમાં, કરે જોવા મંન. ૨૮ વડસાસુ આદર કરી, વહુને હરખે જોય; વરની માસી કહે અહીં લગી, કન્યાને લાવો કોય. ૨૯ તે તો બેઠી છે ચોકમાં, બહુ જોવાનું મંન; જોઇ સરવ કો એમ કહે, કન્યા રૂપ રતંન. ૩૦ ભીડ ત્યાંતો ઘણી થઇ, અતી બોલ્યો સાથ; એમ કન્યાને કાઢતાં, સરવે ત્યાં હાથોહાથ. ૩૧ ઉછરંગે લઇને ઉઠીયો, તે પવનનો કુમાર; તતક્ષણ કન્યા લાવીયો, જ્યાં બેઠી અરજુન નાર. ૩૨ આ લ્યો કાકી વહુ તમ તણી, મુજ બાંધવની નાર; લગ્ન વેળા પરણાવજો, હું જાઉં છું તેણે ઠાર. ૩૩ આ બ્રાહ્મણ પરણાવશે, વર કન્યાને આંહે; લઇને રૂપ કન્યા તણું, પછી પોતે ચાલ્યો ત્યાંહે. ૩૪ અંગવસ્ત્ર હળદરે ભર્યાં, પીઠીની રીત થાય; પાંચ મોહોર મુકી હાથમાં, ત્યાં આપી વરની માય. ૩૫ વર કાકી કરમાં ધરી, સોંપી જઈ માને હાથ; આજ્ઞા માગીને ઉઠીયાં, પછે ચાલ્યો સઘળો સાથ. ૩૬ વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય રાજંન; હરણ હવું કન્યા તણું, તે નવ લહે દુર્યોધન. ૩૭ ગેટારગચ્છ કન્યા થઈ, સુરેખાને ઠામ; પુત્રી થઇને પરવર્યો, તે કરે ઘરનું કામ. ૩૮ ઘરમાં કોઇ જાણે નહીં, જે થઇ છે એવી પેર; લાડ કરે કન્યા બહુ, ત્યાં માબાપ કેરે ઘેર. ૩૯ વલણ—માબાપ સાથે લાડ કરતી, સુરેખા વાણી કહે; પેર થઇ કન્યા તણી, તે કૃષ્ણજી સઘળું લહે. ૪૦

## કડવું ૧૫ મું—રાગ આશાવરી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પરિક્ષત તંનઃ ગેટારગચ્છે શું કર્યું, તે

કહ્યું તુજને રાજન. ૧ મુખકમળ દિસે ચંદ્રમા, સુંદર ભીને વાન; ગુણ અંગ લક્ષ ઉપમા, તે સરવે શોભાયમાન. ૨ રેવતી પાસે રૂદન કરતી, આવી તેણીવાર; મુને ક્ષુધા લાગી પાપણી, હું કરૂં કોણ પ્રકાર. ૩ કાંઇ ખાવા આપો મુજને, એમ સુરેખા કહે વાણ; મા કહે પુત્રી લાડચેલી, તું કેમ થઇ અજાણ. ૪ આજ ઉણું શું આપણે, જે ખાવાનું લે છે નામ; જે જાન સારૂ પકવાન કીધાં, તે દીઠા છે સરવે ઠામ. ૫ ઉઘાડ જઇને ઓરડા, ભર્યાં ભારે જેહ; પુત્રી તુજને જે ભાવે તે, ખાઓ વસ્તુ તેહ. ૬ સુણતાં તાળું ઉઘાડયું તતક્ષણ, પેઠી ઓરડા માંહે; પકવાન સરવે ખાઇ ગઈ, બાકી ન રાખ્યું ત્યાંહે. ૭ તે ઠામ કાંઇ મળે નહીં, ખોળ્યા ખૂણા ચાર; ઠામ ત્યાં પુરૂં થયું, પછી સાંકળ દીધી દ્વાર. ૮ વળી આવીને રૂદન માંડયું, માતા કેરી પાસ, સુરેખા એમ ઓચરે, બાઇ થાય મુને અપવાસ. ૯ દાંતને દાઢો ખરખરે, કાંઇ અથાણું છે માય; બે ચાર કટકા દીજીયે તો મોહોડું સ્વાદિષ્ટ થાય. ૧૦ રેવતી કહે છે પુત્રી મહારી, ઉઘાડો જઇને દ્વાર; તારા મુખનાં મીઠડાં લેઉં, જાઉં તુજ પર બલીહાર. ૧૧ તારા ખાતાં જે વધશે તે, ખાશે કૈરવ જાન; સુણતાં ઓરડો ઉઘાડિયો, સારો શોભાયમાન. ૧૨ ખાજાં લાડુ ને જલેબી ઘેબર, ફરસી પુરીયો જેહ; જાન સારૂ કર્યું તે સરવે, ભક્ષ કીધું તેહ. ૧૩ ડાટ વાળ્યો સરવનો, ફેરવ્યો પેટે હાથ; વળી આવીને ઓચરે, સાંભળો મારી માત. ૧૪ ગળ્યું ખાધે ગળું ખરખરે, કંઈ ઘૃત વાસના થાય; પકવાન તો ભાવે નહીં, તમે સાંભળોને માય. ૧૫ ત્યારે રેવતી કહે પુત્રી મહારી, ઓરડા ભર્યા છે સાત; તે ઉઘાડીને ખાઓ ગમે તે, મેં નથી સાહ્યો તુજ હાથ. ૧૬ એવું સુણી રળિઆત થઈ, કંઈ અથાણું છે માય; તેને આશરે કરીને કટકો મહારે મુખે દેવાય. ૧૭ આ વડા ભર્યા છે અથાણા કેરા, શું સુરેખા લે છે પ્રાણ; લગન વેળા થાશે હમણાં, એમ ઓચરે મુખ વાણ. ૧૮ એવું કહી જ્યારે બોલીયાં, રેવતી તેણે ઠામ; ઘટોરગચ્છે વિચારીયું, હવે થયું મ્હારૂં કામ. ૧૯ બીજે મંદીર જઇ કરીને, કર્યો મંન વીચાર; જે હતું તે સરવે ખાધું, પુરણ કીધો આહાર. ૨૦ એમ અન્યોઅન્ય ઓરડા, કર્યા ઠાલા સાત; ત્યારે રેવતી વિસ્મય થઇ, કાંઇ ઉપન્યો ઉતપાત. ૨૧ વળી છેડો ગ્રહહી ઉભી રહી, બાળા બોલી મુખ; એટલે શું પૂરૂં પડે, હજી ખાવા કેરી ભૂખ. ૨૨ સાસ-

રાનો સાથ તેડી, રેવતી આવી ત્યાંહે; જે હતું તે સરવે ખાધું, ન રાખ્યું કાંઇ ઘર માંહે ૨૩ પુત્રી આવી ત્યારની, કરે છે ખાખા આજ; શ્યામા કહે સ્વામી સાંભળો, હવે કેમ કરશું કાજ. ૨૪ કોઠાર સાત ખાલી કર્યા, કહી કળકળે મન માંહે; રીસ કરી ધણી રાણીને, હળધર બોલ્યા ત્યાંહે. ૨૫ હસ્તિનાપુરની જાન આવી, માણસો છે જે લક્ષ; બળિભદ્રને ચિંતા પડી, હવે શું કરશે એ ભક્ષ. ૨૬ કયાં જાઉં ને કેમ કરૂં, હવે કરૂં કોણ પ્રકાર; જાનને ખાવા શું આપીયે, કઠણ લોકાચાર. ૨૭ આજ મુજને નવ ગમ્યું, એ પુત્રી કેરૂં લાડ; ખાઇ ખાઇ પકવાન ખુટાડયાં, જેમ લુંટી લે ધાડ. ૨૮ કયાં જાઉં ને કેમ કરૂં, કે તજું મારી દેહ; નહિ પુત્રી એ માહરી, વેરણ અવતરી એહ. ૨૯ હવે વદન હું કેમ દેખાડું, કળકળે મન માંહે: બળિભદ્રજી એમ બોલીયા, એવે કૃષ્ણજી આવ્યા ત્યાંહે. ૩૦ શું કલેશ ઘરમાં માંડીયો, તમે વૃદ્ધ થઇ વડભ્રાત; હવે વેવાઇની જાનમાં, એ સઉ સાંભળશે વાત. ૩૧ તે કે'શે જે ધિરજ ન રહી, દળ દેખી દુર્યોધન; તે માટે ઘરમાં કલેશ માંડયો, જુવો વિમાસી મંન. ૩૨ બળિભદ્ર હરીને એમ કહે, કોઇ ન જાણે ઘરની વાત; પકવાન ખાધાં સુરેખાયે, થશે મહા ઉતપાત. ૩૩ કૃષ્ણ કહે તમે આજ ઘેલા, થાશો મહારા વીર; રાડ કરતાં વેળા વિતે છે, રાખો મનમાં ધીર. ૩૪ પકવાન કીધાં ખાવા માટે, તે સતાડી નવ મુકાય; બે કટકા ખાધા સુરેખાયે, તેથી ઓછું કેમ થાય. ૩૫ ચરણ કેરી આંગળીથી, જ્વાળા લાગી શીશ; રૂદેમાં બહુ પરજળે, તે વેળા ચડી બહુ રીસ. ૩૬ શોક શો કરો પકવાનનો, ધરી બેઠા છો વીર; કામ બીજું છે ઘણું, હરી હસે રાખી ધીર. ૩૭ લગન વેળા થઈ છે હમણાં, તમે સાંભળો વડભ્રાત; કલવો વરને મોકલો, તેડી આપણો સાથ. ૩૮ એમ કહીને ગયા પોતે, પાછા નિજ સ્વસ્થાન; જાદવ જુવતી સહુ મળી, પ્રેમે શોભાયમાન. ૩૯ બાવન ચંદન ઘોળીયાં, સરસ તેલ સુગંધ; બહુ રતન હીરા થાળમાં, ભરીયાં છે અનંત. ૪૦ ત્રાંબા કુંડી લઇ કરી, નિસરી તે સરવે નાર; તે મંગળ ગાતી પરવરી, બળિભદ્રનો પરિવાર. ૪૧ રથમાં બેસી તેવતેવડી, સરવે ચતુરા રાય; અતી હાસ્ય કરતી કામની, સઉ મળી મંગળ ગાય. ૪૨ દુર્યોધનને માંડવે, સઉ મળી આવી નાર; વરરાયને નવરાવીયા, ત્યાં કર્યો બહુ આચાર. ૪૩ વલણ—કરી બહુ

આચાર ત્યાં, નારી સહુ નવરાવતી; તેલ ફુલેલ અંગે સારીયાં, મંગળ ગાયે છે સતી. ૪૪

## કડવું ૧૬ મું—રાગ આદલ.

વૈશંપાયન બોલીયા, સાંભળ પરિક્ષત તંન; શ્રોતાજન સહુ સાંભળો, કહું કથા પાવન. ૧ ઉગટ અંગે સારીયાં, કરાવ્યાં મારંજન; પીતાંબર પરિધાન અંગે, પેરાવ્યાં રાજંન. ૨ ગોત્રજ આગળ હાથ કાંકણ, દોરડો બંધાય; કુટુંબ સહુ હરખે ભર્યાં, હરખી વરની માય. ૩ આંખે અંજન સારીયાં, પેરાવ્યા શણગાર; મસ્તકે મુગટ સોહામણો, જડિત્ર મીનાકાર. ૪ કેસરી વાઘા અંગે વરને, પ્રેમે શોભાયમાન; બાંહે બાજુબંધ બેરખા, વીંટી હીરાની પ્રમાણ. ૫ કટીબંધ બાંધ્યા બે પટકા, મોજડી રાતી ચર્ણ; વરનો ખુપ રતને જડયો, બહુ પેરીયાં આભ્રણ. ૬ મુખ દંત દીસે રાતા, અધર લાલ પ્રમાણ; કટારી કેડે વાંકડી, શું કરૂં તેનાં વખાણ. ૭ કુંકમે પીળ્યા હાથ શ્રીફળ, શોભે ઘણું વરરાય; ત્યાં ઢોલ કેરે ધ્રશકે, નીશાને વળીયા ઘાય. ૮ તિલક કુમકુમ તણાં કર્યાં, અક્ષત થયા રંગમાં રેળ; કર્યાં કેસર છાંટણાં, સહુ જોદ્ધા ઝાકમઝોળ. ૯ મહેકે તેલ ફુલેલ વાઘા, ચુવા ચંદન અંગ; સજ્જ થઇ સહુ નીસરી, જાન કૌરવ સંગ. ૧૦ ગજ રથને પાલખી, હય હણહણે ત્યાં સાર; દુર્યોધનના કુંવર સાથે, ક્ષોણી કટક અઢાર. ૧૧ મહગળ કુંજર શોભિતા, વર થયો ઘોડે અસ્વાર; જરકસી પાખર નીલમણી, ધજા નેજા અચ્છાકાર. ૧૨ બહુ જોદ્ધાયે પાખર સજ્યા, જાણે જુદ્ધે ચડયા અસ્વાર; હસ્તિનાપુરના રાય સાથે, સેના તણો નહીં પાર. ૧૩ ત્રંબાળુ ઢોલના થાય ધડુકા, સરણાઇ રૂડી વાય; કૌરવ કેરો સાથ સરવે, વર પરણાવા જાય. ૧૪ ત્યાં દ્રોણગુરૂને કૃપાચારજ, અસ્વત્થામા મહાસુન્ય; જોઇ દળ પોતા તણું, મન હરખ્યો દુર્યોધન ધંન. ૧૫ સુશરમાનો સાથ સબળો, સજોડે અસવાર; શત ભ્રાત છે પોતા તણા, હિસંતા રાજ કુમાર. ૧૬ કરણ શકુની ને દુશાસન, વળી વૃક્ષકેતુ બળવાન; અવર રાણા રાજીયા, જુગતે શોભે છે જાન. ૧૭ ધજા નેજાને જોધ બહુ, નિશાનનો નહીં પાર; ત્યાં પંચ શબ્દો ગડગડે, જોવા મળ્યો સહુ સંસાર. ૧૮ અઢારક્ષોણી કટક સાથે, બહુ દેશ તણા રાજંન; દ્વારિકાંવાસી જોવા

મળ્યા, સહુ પ્રસન્ન થાએ મંન. ૧૯ બળિભદ્રજીને બારણે, આવી કૈરવની જાન; તોરણ આવી ઉભા રહ્યા, ગોરગચ્છ હરખ્યો મંન. ૨૦ રેવતી આવી પોંખવા, સંગે સુંદર નાર; ઇંડી પિંડી હાથમાં લઇને, કરે બહુ આચાર. ૨૧ વરનું નાક સાહી નિરખીયા, સંપુટ ચરણ ધરાયો; ઘાટડી ઘાલીને તાણીયા, આણીગ મંડપ માંહે. ૨૨ ત્યાં ગરઆચાર ગુરૂ આવીયા, બેઠા શોભાયમાન; લગન વેળા જોઇ હળધરે, કર્યું કન્યાદાન. ૨૩ માંયરૂં મંડપ માંહી થાપ્યું, બાજોઠે નવરંગ; વરરાય બેઠા પરણવા, બહુ કટક કૈરવ સંગ. ૨૪ અંતરપટ આડા ધર્યા, બેઠા મંડપ માંહે, બળિભદ્ર પોતે સુરેખાને, લાવીયા પછી ત્યાંહે. ૨૫ વરમાળ ત્યાં ધરી રહ્યા, મંગળાચરણ ભણાય; અહિંયાં જેમ છે તિહાં તેમ, તે રીત કેમ મનાવાયા. ૨૬ વીસ વસા જ્યારે લગનના, ત્યારે વિપ્ર કરે સાવધાન; વરકન્યાનો હાથેવાળો મળતાં, ગડગડ્યાં નિશાન. ૨૭ વરમાળ કંઠે આરોપીને, કરે કન્યાદાન; મધુપર્ક પ્રાશો રાજ રીતે, હરખીયો રાજંન. ૨૮ વર કન્યા બેઠાં માંહ્યરે, મળ્યા હાથો હાથ; વરભ્રાતને કાકા હરખાયા, વળી હરખ્યા કૈરવ સાથ. ૨૯ વૈશપાયન બોલીયા, સાંભળો પાંડુ કુમાર; કન્યાને દગ ચાંપીયો, વર હરખ્યો તેણીવાર. ૩૦

વલણ—તે પછી શું નિપજ્યું, તેની કહું કથાયરે; ગરગચ્છે ત્યાં કને, કર્યો કોણ ઉપાયરે. ૩૧

## કડવું ૧૭ મું—રાગ દ્રુહા.

કન્યાનું નિરખણ કરે, ઘુંઘટ શું મન માંહે; કુટુંબ સહિ પાસે રહ્યું, હૈડે હરખ ન માયે. ૧ આડી દ્રષ્ટે નિહાળીયું મુખ કીધું વિકરાળ; કન્યા કર ઘોળે ઘણું, વરની ઉખેડે છાલ. ૨ મન જાણે શૂન્ય આવીયું, કેમ બોલે મુખ વાણ; લાજે બોલી ન શકે, દુર્યોધનનો તંન. ૩ ઘુંઘટમાંથી નિરખીયું, નવ લહે રૂપ રતંન; પીત નેત્રને મુખ વાંકું છે, આડી દ્રષ્ટે જોય. ૪ એમ લાડ કરતી કંથશું, દ્રષ્ટ મેળાવો હોય; કન્યાનું મુખ નિરખતાં, મનમાં લાજે સોય. પવિત્રાત્રા વેરણ થઇને, નિરખ્યો મહા કાળ; દેખી મોં કરે છે મ્હારૂં, નિશ્ચય આવ્યો કાળ. ૬ રાગ મલાર—રૂષિજી બોલીયારે, સુણ જનમેજય વિનતી; વર વ્યાકુળરે, પાપી પ્રાણ જાતો નથી. ૧

કર કોમળરે, કન્યા ચાંપે છે રે ઘણું; જોઇ બ્હીન્યોરે, કર્યું વદન બીહામણું. ૨ વર જાણેરે, ઉઠીને નાસું તદા; નખ મારેરે, કોમળ અંગે આપદા. ૩ એવું જાણીરે, દુખ સહિ ને બેસી રહ્યો; તે કન્યાનોરે મરમ કોણે નવ લહ્યો. ૪ તાણી ઘુંઘટરે, કંથ જોઇને કન્યા હસે; વર જાણેરે, ઉઠીને હમણાં ગ્રહશે. ૫ એમ દીઠું રે, રૂપ વદન કન્યા તણું. છું પરવશરે, બળ નવ ચાલે આપણું. ૬ કર ઘોળેરે, અંગે પીડ થાય ઘણી; ફટ વેરણરે, કાં દુઃખ દે છે પાપણી. ૭ હાંગવેશુંરે, મામાને તેડી કહ્યું; સુણ શકુનીરે, દુઃખ નવ જાયે સહ્યું. ૮ ઉઠી જાવું રે, જીવડો મારો જાય છે; હવે સમ ખાઉં રે, કન્યા મહારી માય છે. ૯ ઉઠી જાવુ રે, આજે કેમ જીવતો રહું; હું નહીં પરણું રે, મામાજી તમને કહું. ૧૦ એવું સાંભળીરે, રીસ ઘણી શકુની કરે; ફટ મુરખરે, એવું કોઇ ન ઓચરે. ૧૧ એ કન્યારે, તુજ લગે આવે ક્યાં; કાંઇ પુજ્યું તેથીરે, પરણ્યો જાદવ કુળમાં. ૧૨ અરજુન સુતરે, એ કન્યા જાતો વરી; તુજ માટેરે, કુંવર બુદ્ધિ એવી કરી. ૧૩ ધરી ધીરજરે, એ ઘડી બેસી રહો તમે; તુજ પાસેરે, આ સહુ ઉભા છું અમો. ૧૪ આ ઘડીયેરે, ચોરી બંધાવું સહી; ક્ષણ માંહેરે, પરણાવું ઉભો રહી. ૧૫ તું તો કાયરરે, કૌરવ કુળમાં અવતર્યો; કેમ મેલેરે, કન્યાનો કર જે ધર્યો. ૧૬ એવું સાંભળીરે, અતિ પ્રાક્રમ કન્યા કરે; બહુ ધ્રુજેરે, સાહેલી પુંઠે ધરે. ૧૭ ત્યાં માથું રે, કુંજરના સરખું થયું; તે જોઇરે, ઉભું કોઇ નવ રહ્યું. ૧૮ અતિશે મોટુંરે, કન્યા વદન બિહામણું; દાંત બહુ મોટારે, નાક વાંકું અતિ ઘણું. ૧૯ કર ચાંપેરે, ચીસ પાડી ઉભો થાય; તેતો જોઇરે, લોક સહુ કો નાશી જાય. ૨૦ કહે છે દઇત્યનેરે, વાઓ સહુ પવન થઇ; સરવે લોકનેરે, વ્યાકુળ કરો ત્યાં જઇ. ૨૧ એવું સાંભળીરે, પોતાને રૂપે થયો; માંડવો માથેરે, ઉપાડીને લેઇ ગયો, ૨૨ ત્યાં તો લાવ્યોરે, અરજુનસુતે ઉપર ધર્યો; બળિભદ્ર કેરીરે, તનયા અભિમાન વર્યો. ૨૩ સરવે કોઇરે, બીક મનમાં નવ ધરશો રતી; અહીં આવી શકેરે, એવો માયે જનમ્યો નથી. ૨૪ તેણે સમેરે, વ્યાધી ત્યાં સબળી થઇ; અતીશે પવનરે, શુદ્ધિ શરીર તણી ગઇ. ૨૫ વંટાળીયો થઇરે, વાયુ ત્યાંતો આવ્યો બહુ; ધરને ભાગેરે, અવનીમાં પડીયા સહુ. ૨૬ થઇને કાંકરારે, રાક્ષસ આંખો માંહી પડે; બળિભદ્રનોરે, માંડવો કોઇને નવ જડે. ૨૭ અતી ઝાપટેરે, પવન મહાર સબળો કરો;

સહુ લોકોરે, અંધ થઇને રડવડે. ૨૮ એમ વિતીરે, ચાર પોર રજની સહી; ત્યાં તો કોણેરે, કન્યાની શુદ્ધ નવ લહી. ૨૯ રવિ ત્યાં ઉગીયોરે, પ્રાતઃકાળની વેળા થઈ; સરવે લોકનીરે, જાન સહિત અક્કલ ગઇ. ૩૦ એ વારતારે, અનુપમ એવી થઈ; તેહ કથા ભલીરે, વખાણીને કહે છે કવી. ૩૧ જ્યાં ત્યાં જોઇનેરે, મંડપને ઝટ લાવીયે; વર કન્યાનેરે, ફરી પરણાવીયે. ૩૨ સાથ કૌરવ તણોરે, સરવે ત્યાં તો આવી મળ્યાં; પવને બહુ કર્યાંરે, અતિશે સહુને આકળાં. ૩૩ સુરેખાને જુવોરે, તેતો જઇને સુતી કહીં; જુવેરે, મંદીરનેમાં કન્યા નહી. ૩૪ જ્યાં ત્યાં ખોળોરે, સેન સરવકો આપણું; એતો કોણેરે, હરણ કર્યું કન્યા તણું. ૩૫ એવું સાંભળીરે, દુર્યોધન કોપે ચડયો; સરવે કટકનેરે, લેઇને તેનો દડવડયો. ૩૬ સરવે જુવોરે, કંન્યા કોણે હરણ કરી; હવે શું કીજેરે, પવને ત્યાં અવધી કરી. ૩૭ ત્યાં તો આવ્યારે, વિપ્ર રૂપ લીધું શ્રી હરી; જોવા ચાલ્યારે, કન્યાને કોણે વરી. ૩૮ જઇને જુવેરે, સેન સહુ રાક્ષસનું ઘણું; ત્યાં તો દીઠું રે, કુટુંબ સહુ પાંડવ તણું. ૩૯ વર કંન્યાનેરે, પરણી બેઠાં નિરખીયાં; એનો જોઇનેરે, કૃષ્ણ ઘણા મન હરખીયા. ૪૦ આવો ભાઇરે, બેન સુભદ્રા ઓચરે; પાંડવની માગીરે કન્યા બીજો કોણ વરે. ૪૧ ત્યારે બોલ્યોરે, હરખે હરી ઉઠયા છે હરી; થયું શુભ કામજરે, આપણને ચિંતા કશી. ૪૨ એવું કહીનેરે, ક્ષણું એકમાં આવ્યા ફરી; મંદીર માંહેરે, આવીને બેઠા શ્રીહરી. ૪૩ તેણે સમયેરે, નગરમાં શોર સબળો થયો; બળિભદ્રનેરે, સમાચાર આવીને કહ્યો. ૪૪ તમે કેમ સુતારે, કન્યા હરણ થયું શ્રી હરી; કહો કેમ જાશેરે, કૌરવ જાન પાછી ફરી. ૪૫ કૃષ્ણજી બોલ્યારે, ભાઈ એવી શું વાત કરો; કન્યા હરે એવોરે, પૃથ્વીમાં કુણ અવતર્યો. ૪૬ સ્હોને બેસીરે, ઘેર જઇ પોતા તણે; રૂષિજી બોલ્યારે, જન્મેજય શ્રવણે સુણો. ૪૭ એવી લીલારે, ઇશ્વર ઇચ્છાએ થાય છે; ગુણ ગોવિંદનારે, વેદ પુરાણે ગાય છે. ૪૮

વલણ—અકળિત લીલા હરિ તણી, તેતો બીજો કુણ કળે; લખ્યા લેખ વિધાત્રીના, તેતો ટાળ્યા નવ ટળે. ૪૯



# કડવું ૧૮ મું—રાગ આશાવરી.

વૈશંપાયન બોલીયા, સાંભળ પરિક્ષત તંન; કન્યા ખોળી નવ જડે; શોક ધરે છે દુર્યોધન. ૧ પછે ગટો ગચ્છે શું કર્યું, તે કહું તુજને રાય; દ્વારીકાંને ગોંદરે, રણસ્થંભ ત્યાં રોપાય. ૨ ત્યાં આવીને દીધું દદામું, મુજ પાસે કન્યા એહ; જેની ઇચ્છા તે રણમાં આવો, યુદ્ધ કરવા તેહ. ૩ એવું સુણીને કોપે ચડયા, રણવીર યોદ્ધા જાણ; તેતો આવ્યા ક્રોધશું, મેલતા ચોદશ બાણ. ૪ ત્યાં નાળ ગોળા ખંજર બરછી, કટારી તલવાર; તે ગટોરગચ્છ ઉપર પડે, જેમ મેઘ મૂશળધાર. ૫ સાંગ ફરશી ગદા બહુ, હાથ ચક્ર ત્રિશુળ; રણમાં કરતા ગરજના, અનરથના જે મૂળ. ૬ ઝળકતા ભાલાને કમર ખપૂરાં, ધરી આયુધ ઉરાઉર; ભરીયા ભાથા તીર કેરા, સબળ ચડીયા શૂર. ૭ દઈ દદામું કૈરવ ગડગડયા, ફરકે ત્યાં નીશાન; કન્યા લેનારો કોણ છે, કાં ખુવે પાપી પ્રાણ. ૮ દુર્યોધનના કટક માંહે, સબળા છે ત્યાં શૂર; તું એકલાનું શું ગજું, મારી કરશું ચુર. ૯ એવું સુણીને કોપે ચડયો, બળવંત ભીમકુમાર; રણ વિશે એકે એકને મારી કરૂં સંહાર ૧૦ ત્યારે કરણ કોપે ચડીને આવ્યો, સાંધ્યું એકજ બાણ; એક ભુજા પ્રહાર મારી, રથ ભાગી કર્યો ચુરાણ. ૧૧ ત્યારે દુશાસન કહે સરવને, એકલાનું નહીં કામ; યોદ્ધા સરવે મળીને એને, મારો રણને ઠામ. ૧૨ એવું સુણીને હાક મારી, રાક્ષસોને તે વાર; માયાવી ત્યાં આવીયા, ક્ષોણી ગુલ્મ અઢાર. ૧૩ કૈરવના જે યોદ્ધા ઉભા, તે થઇ રહ્યા દિગમૂઢ; કર્યાં વદન બીહામણાં, કર ગ્રહ્યાં બાણ પ્રચંડ. ૧૪ કોઇને એક પગને નાક વાંકું, વળી કરે લાંબા કાન; તે જોઈ રાજા થયો વિસ્મે, ઉતરીયું અભિમાન. ૧૫ કોઇ માથા વીના દોડતા ફરે, કરડતો મુખ દંત; એવા દૈત્ય અનેક મળ્યા, જોતાં ન આવે અંત. ૧૬ કોને એક ચરણને પેટ મોટું, માથે મોટા કેશ; દિસે મોટા પાહાડ સરખા, મુખ શ્યામ જાણે મેંશ. ૧૭ અગની કેરા થાય ભડકા, હાથ ન આવે કોય; માયાવી તે કેમ જીતાએ, યોદ્ધા ઉભા જોય. ૧૮ વલણ—યોદ્ધા ઉભા જોય સરવે, શી ગત થાશે આપણી; પ્રધાન સરવે વાત કરતા, આવ્યા દુર્યોધન ભણી. ૧૯

# કડવું ૧૯ મું—રાગ સામેરી.

વૈશંપાયન બોલીયા, સાંભળો પરીક્ષત તંન; પ્રધાન સરવે આવીયા, જ્યાં હતો દુર્યોધન. ૧ આપણા સહુ સાથ માંહે, બેસી વિચારો એમ; માયાવી બહુ આવીયા, સંગ્રામ કરવો કેમ. ૨ એવું સુણીને કહે સુણ રાજા ચતુરસુજાણ; રણ વિષે રાક્ષસ માત્રને, સુશરમા, હું કરૂં કચ્ચરઘાણ. ૩ લઈ આજ્ઞા કૌરવપતિની, ચડયો રણમાં તે જોધ; સાત ક્ષોણી કટક સાથે, આવીયો કરી ક્રોધ. ૪ ગટોરગચ્છના દૈત્ય ઉભા, કરે મહા ઉતપાત; સુશરમાએ ત્યાં જઈ કર્યો, બાણ તણો વરસાદ. ૫ આકાશ સઘળું બાણે છાયું, કરે મારામાર; દૈત્ય કીધા આકળા, થયો હાહાકાર. ૬ નાળ ગોળાને ગુરજ બરછી, મહા બાણ પ્રચંડ; સુશરમા સબળો વઢે, તેથી ગડગડયું બ્રહ્માંડ ૭ ચંદ્ર સુરજ ગયા બ્રહ્માંડે, ત્રાસ પામી મંન; આકાશ મારગે ઉછળ્યા, જોવા રહ્યા તે દંન. ૮ એવું સુણી અભિમાન ઉઠયો, હાથ ગ્રહીને બાણ; ગટોરગચ્છ એમ બોલીયો, કાં વીર થાઓ અજાણ. ૯ હાથ કાંકણ નથી છુટીયાં, ઘેર જાઓને તમે ભ્રાત; રણ વિષે કૌરવ માત્રને, કરૂં પૃથ્વીપાત. ૧૦ બાપડા કૌરવ ચાર મારી, મળ્યા યોદ્ધા સુજાણ; કુશળ કોઇ નવ ઉગરે, છુટશે આપી પ્રાણ. ૧ એવું કહી કોપે ચડયો, બળવંત ભીમકુમાર; શલ્યા પરવત વૃક્ષનો, કરે સબળો માર. ૧૨ આકાશ મારગે ઉતપત્યો, રાય જોધ સુજાણ; પરવત થઇ ટુટી પડે, દળ કર્યું કચ્ચરઘાણ. ૧૩ સુશરમાને સઉ યોધ કહે, અહિયા શું કરે બળવંત; પાશાણ સાથે શીર ફુટી, કોણ આણે અંત. ૧૪ એવું કહીને કેટલા, ઓસર્યા આણી ત્રાસ; સ્ત્રી કુટુંબ રણમાં સાંભર્યાં, થાય ઘેર જવાની આશ. ૧૫ સુશરમા ત્યાં પાછો પડયો, સઉ સાથ બારેવાટ; ભીમકુંવર ત્યાં કોપીયો; વાળ્યો રણમાં દાટ. ૧૬ લેઇ ઝાડ સમુળાં હાથે, ઝાપટે તે શૂર; સુશરમા કાયર થયો, રણ મારી કર્યું ચકચૂર. ૧૭ અસ્ત્ર ગજને નીશાન પડીયાં, રથ તણો નહીં પાર; ધજા પાડી યોધ ઢળીયા, દળ થયું સંહાર. ૧૮ સુશરમા ભાગ્યો સાંભળ્યું, રાય દુર્યોધન; ત્યારે વૃક્ષકેતુ બેઠો થયો, તે કરણું કેરો તંન. ૧૯ વલણ—આજ્ઞા લઇ પિતા તણી, ચડયા કરણ કુમારરે; રણ વિષે તે આવીયા, લેઇ સૈન્ય અપારરે. ૨૦

## કડવું ૨૦ મું—રાગ ગુલાણા સાખી.

તડો તડ બે જણારે, બરોબર બે જણારે. ટેક. વ્રશકેતુ બોલીયો, કન્યા દે પડ પાય; અભીમન્યુ કહે વર રાયને, વરે ભાનુમતી એની માય. તડો૦ ૧ વૃશકેતુ બોલીયો, હમણાં વર્‍યું વર સુત્ર; બોલ વીચારી બાળકા, તું તો મંત્રના પુત્રનો પુત્ર. તડો૦ ૨ અભીમન્યુ વળતું વદ્યો, સાંભળ મુજ વચન; મુજ સામો શોભતો નથી, તું તો દાસીના તનનો તંન. તડો૦ ૩ વ્રશકેતુ બોલીયો, કપટ અમે જે કીધું; તારા બાપને બાજી રમાડી, કેવું રાજપાટ ધુતી લીધું. તડો૦ ૪ અભીમન્યુ કહે કપટી તણું, ખરાબ થાશે ખાણું; મારા ભાઇએ હાથી આપી, કેવું નગદ લીધું નાણું. તડો૦ ૫ વ્રશકેતુ બોલીયો, જો અમે સમશેર કાહાડ્યા; દ્રૌપદી નગ્ન નચાડવા, કેવા ભરી સભામાં લાવ્યા. તડો૦ ૬ અભીમન્યુ કહે મુજ બંધુએ, શણગાર દે રચના રચાવી; તારી કાકીયો ને તારી માને, આખી રાતજ નગ્ન નચાવી. તડો૦ ૭ વૃશકેતુ વળતું વદ્યો, સુણ અરજુનના તંન; દુઃખ દેવા તુજ તાતને, કેવા કાહાડયા છે અઘોર વંન. તડો૦ ૮ અભીમન્યુ કહે બદલો વાળવા, ગટોરગચ્છે દાવ ધાર્યો; શાક ભાજી ખવરાવીને, કેવાં ઓકાવી અધાવી માર્યાં. તડો૦ ૯ કરણ કેડેથી બોલીયો, આતો જીભ જુધ થાય; મેહેણું મારે તુજથી સવાયું, મારૂં પેંટ પાસુ બળી જાય. તડો૦ ૧૦

વલણ—માટે મ્હારા દીકરા, ટુંકી કરો જીભ્યાય; વીરભટ કહે ઉશકેરીયા, વઢવાને એ રાય. ૧૧

## કડવું ૨૧ મું—રાગ સાખીનો.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય. ૧ કરણરાયે કુંવરોને, ઉશ્કેર્યા તે વાર; એટલે વૃશકેતુ ચંદ્રકેતુ, બન્ને ગ્રહ્યાં હથીઆર. ૨ અભીમન્યુએ ટંકાર કીધો, હિમ્મત આપી અપાર; એટલે સઘળા કૈરવ લોકે ઉપાડયાં હથીઆર. ૩ જાદવ જુધમાં પ્રદ્યુમ્નને, ઉંચો કીધો હાથ; એટલે આયુધ લૈને કોપ્યો, જાદવનો સહુ સાથ. ૪ સેરી રૂંધ્યા અકની ઉભ્યા, મનમાં આણ

રમપાર; ગુપતી ગેડી ગદાયો લેઈ, દેવા માંડયો માર. ૫ માયાવી એકલો જાદવ ઝાઝા, કરતા શોર બકોર; કીડી ઉપર કટક ચઢે, તેવું કીધું જોર. ૬ તોફાન દેખી માયાવીને, પુરણ પ્રગટી રીસ; કેશ છોડીને પાશાણ વિશે, એણે પછાડયું શીશ. ૭ મુસ્તકમાંથી જુજુ જેવા, જીવ ખર્યા હજાર; પવનને પ્રથવિ અડકે, દૈત્ય થયા તે વાર. ૮ તાડપુર ઉંચા નાકે બુચા, ગજ ગજ લાંબા દંત; જાદવ ઉપર જોર જણાવ્યું, લેવા માંડયો અંત. ૯ મારો મારો મુખે ભાંખે, નાંખે કારમી ચીસ; કૈરવમાં યુદ્ધ શરૂ થયું, સૌને વ્યાપી રીસ. ૧૦ વ્રશકેતુએ બાણ માર્યું, અભિમન્યુને અંગ; અરજુન સુતે સામુ મારી, તે બાણ કીધું ભંગ. ૧૧ ચંદ્રકેતુએ મંત્ર ભણીને, માર્યા અગણીત બાણ; અભિમન્યુએ સામાં મારી, સર્વ કર્યા ભંગાણ. ૧૨ પછી પોતે બાણ લેઇને.નાગ પાસ મંતરો સાંધ્યા; કરણના બે દીકરાને, અવળે હાથે બાંધ્યા. ૧૩ તે દેખીને કરણ ઉઠયો, આવી ઉભો તે ઠામ; પોતાના પુત્રોને કહ્યું, બોળ્યું બાપનું નામ. ૧૪ એમ કહીને હાથ છોડયા, મેઘનાદ ગડગડીયો; આયુધ લીધાં હાથમાંને યુધ્ધે ટુટી પડીયો. ૧૫ અગણીત મંત્રથી બાણ છોડે, સુર્ય તણો કુમાર; બાણ એનું એક જતામાં, થાય છે સાઠ હજાર. ૧૬ મારે અભિમન્યુ અગણીતું, વાયુ વેગે જાય; બાણ એનું એક જતાંજતાંમાં ચાળીસ હજાર થાય. ૧૭ કરણ આગળ કેટલું ગજું, ઘણો પડે છે માર; વળી આસપાસના યોદ્ધાનાં, આવે ઘણાં હથીઆર. ૧૮ તોપણ યુદ્ધ ટકાવી રહ્યો છે, અરજુનનો એ તંન; જાદવમાં બહુ જોર કરે છે, બળીયો પ્રદ્યુમન. ૧૯ શીવ તણું એક બાણ લીધું, માર્યું કરીને કોપ; ગટોરગચ્છના દૈત્ય માયાવી, તેતો કીધા લોપ. ૨૦ તે દેખી માયાવી કોપ્યો, જણવી ઝાઝી રીસ; પાશાણ વીશે પોતે પછાડયું, ચાળીસ વેળા શીશ. ૨૧ ચાળીસ હજાર રાક્ષસ થયા, લાંબા ત્રણ ત્રણ તાડ; બળવંતાને બીહામણા બહુ, લાંબાં પહોળાં હાડ. ૨૨ પછી પાછું શીશ પછાડયું, ફરીથી ચાળીસવાર; સાત તાડવા ઉંચી બનાવી, રાક્ષણી ચાઝી હજાર. ૨૩ ગર્ધવમુખીને ભુંડમુખી, સ્વાનમુખી શીરમુખી; વાયસમુખી હરણમુખી, કોસુંવાળી કોલુખી. ૨૪ કંઇ પીતવરણી કંઈ રક્તવરણી, કંઇ શ્યામવરણી કાળી; સાત સાત ગજના દંત લાંબા, કંઇક ટુંકા કેશવાળી. ૨૫ કંઇક રાક્ષણીએ ચણીયો પહેર્યો, કેયે

ઢાંકયા કેશ; કંઇએ કછે લંગોટી વાળી, કંઇક છે નગ્ન વેષ. ૨૬ અકકેક તાડવા સ્તન લાંબા, કારમી લડાઈ ધારે; બે ભુજમાં બે સ્થાન ગ્રહીને, જાદવ લોકને મારે. ૨૭ હસ હસ જોદ્ધા હબાય તળે, પામે છે બહુ ત્રાસ; રાક્ષસીનો ભય ભારે ભાસે, કરતા નાસાનાસ. ૨૮ કૈં રાક્ષસી પડે ટોળામાં, કૈં જાદવને ઝાલે; મરડી મસળી મોંઢામાં ને, નસ્કોરામાં ઘાલે. ૨૯ એ રીતે રાક્ષસીઓ લડતી, જબરૂં હૈવત દાખે; રાક્ષસ લોકો ખોળા ને ખોબા, ભરીને રેણું નાંખે. ૩૦ જાદવ ઉભા આંખો ચોળે, શેળે રાક્ષણી દોડી; ધુળ થકી અંધકાર કીધો, એવી જુક્તી જોડી. ૩૧ હેડંબાનો દીકરો તે, ચડીયો છે ગગન; યુદ્ધ કરાવે ઉપર રહીને, ભીમસેન કેરો તંન. ૩૨ વનમાં જઇ ઝાડ તાડ લાવે, દારૂણ હૈવત દાખે; મ્હોટા મ્હોટા પાડ ને પરવત, અંત્રીક્ષ રહીને નાંખે. ૩૩ એ રીતે ત્યાં યુદ્ધ ચાલે, કૌરવમાં શું થાય; અભિમન્યુ ઉપર કોપ્યો, પોતે કરણ રાય. ૩૪ લડતાં વઢતાં કરણ રાયે, કીધો કારમો કોપ, શીવ મંત્રે બાણુ મારી કીધો, કુંવરનો રથ લોપ. ૩૫ પગ પાળ થયો અભિમન્યુ, વાગે ઘણાં હથીઆર; શરીરનો આથો નવ રહ્યો, ઘણોક પડીયો માર. ૩૬ વસ્ત્રો ફાટયાં આભુશણ તુટયાં, ભોંકાઇ ગયાં તીર; રૂંવે રૂંવે ભાલોડાં ભેત્રાં, વહ્યુ ઘણું રૂધીર. ૩૭ ચારણી જેવું શરીર થયું, તરી ગયાં લોચન; સંભારવા લાગ્યો ગટોરગચ્છને, કયાં ગયા બંધવ જન. ૩૮ ભીડ વેળાના ભાઇ મ્હારા, વીશ્વાસ દેઇને વહ્યા; અરેરે રણમાં રઝળાવ્યો, હવાલ ભુંડા થયા. ૩૯ એ રીતે ટળવળવા લાગ્યો, ઘણીક પામ્યો કષ્ટી; એવે સમે ગટોરગચ્છની ગગનથી ગઈ દ્રષ્ટી. ૪૦ બહુ દુઃખીયો બંધુને કીધો, ક્રોધ હળાહળ ચડીયો; જયદ્રથ બનેવી દુર્યોધનનો, તેના રથમાં પડીયો. ૪૧ જયદ્રથને હડસેલી માર્યો, માયાવી મ્હાબળ કાવ્યો; ઘોડાના અછોડા ઝાલી, રથજ હાંકી લાવ્યો. ૪૨ અભિમન્યુને ઉંચકીને, બેસાડયો રથમાંય; ગટોરગચ્છ કહે કેમ વીરા, શું તારી ઇચ્છાય. ૪૩ કુંવર કહે વીરા મ્હારા, હવે નહીં ચીંતાય; તમે તમારૂં પુરૂં કરીને, પક્ષે આવો આંય. ૪૪ માયાવી કહે વારૂ વીરા, કહી આકાશે ચડીયો; પ્રદ્યુમ્નના રથની નીચે, આવી અચાનક પડીયો. ૪૫ ઉપાડી રથ માંથે લીધો, ચઢી ગયો ગગન; અંત્રીક્ષ જઇ ગાજીને બોલ્યો, વ્રજેહરનો તન. ૪૬ અરે પ્રભુના દીકરા હું જીવજ તારો લેઉં; રતનાગર સાગરમાં

તુને, રથ સહીત નાંખી દેવું. ૪૭ તવ પ્રદ્યુમ્ન ચેતી ગયો, મારવા ભાલો લીધો, રથ ઉપાડી ગટોરગચ્છે, ગામમાં ફેંકી દીધો. ૪૮ પછી પડયો જાદવ વીશે, કરતો શોરબકોર; મોખરાનો લડવઇઓ ગયો, ભાગ્યું સહુનુ જોર. ૪૯ એટલે રાક્ષસને રાક્ષણીયો, કોપ કરે માહા માઠાઃ જાદવ કેરા જબરા જોદ્ધા, પણ જીવ લઇને નાઠા ૫૦ ભંગરાણ પડીયું માયાની નદીયું, નસાડયા સઉ જન; પછી રાક્ષસ રાક્ષણીઓની, પ્રત્યે વદ્યો વચન. ૫૧

વલણ—યોદ્ધા પ્રત્યે બોલીયો, રાતાં રાખો ચક્ષઃ વદે વીરભટ આજ્ઞા કરો, કરીયે ભાઇની પક્ષ.

## કડવું ૨૨ મું—રાગ સવૈયાનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું યુદ્ધ તણો મહીમાય. ૧ ગટોરગચ્છે આજ્ઞા આપી, ભાઇની વાહારે ચડો; કૈરવ કેરી સેન્યા વીશે નેત્ર મીચીને પડો. ૨ એમ કહી દૈત્યો લલકારી, પોતે ચઢયો ગગન; રાક્ષસ રાક્ષસીયોનું ટોળું, આવ્યું હસ્તે વદન. ૩ કૈરવે જાણ્યું કેર થવાનો, થઇ રહ્યો શોરબકોર; તે દેખીને અભમિન્યુના, પગમાં આવ્યું જોર. ૪ હેડંબાનો સુત માયાવી, જોયું ગગનથી ધરણ; જાણ્યું કે બહુ જોર કરે છે, કૈરવ રાજા કરણ. ૫ એવું ધારી ઝડપ મારી, કર્ણની નીચે પડીયો; રથ એનો ઉપાડી લેઈ, પોતે આકાશ ચડીયો. ૬ ગગને જઇને કરી ગરજના, ભુંડો વાત ભંડાનં; કરણ કાકા દરીયામાં નાખી, કાકીને રંડાવું. ૭ સાંભળી કરણ થરથર ધ્રુજ્યો, યુદ્ધ ભલેરૂં મચીયું; ખરા રંગમાં ભંગ પડાવ્યો, ભુંડું ગટોરગચીયું ૮ નીચે નાંખી દેશે મુને, નીકળી જાશે પ્રાણ; એવું જાણી હાથમાંથી, મુકયાં ધનુષને બાણ. ૯ વાંકો વળીને મારવા માટે, કરણે ભાલો લીધો; માયાવીએ રથ ઉપાડી, વનમાં ફેંકી દીધો. ૧૦ હાડ કુટાયાં કરણ કેરાં, ધાટ ભલેરો ધડીયો; ગગનથી ગટોરગચ્છ પડીઓ, હાથી ઉપર પડીયો. ૧૧ દુર્યોધનની અંબાડીમાં, આવ્યો ભીમકુમાર; છત્રપતીના બે ભુજ ઝાલી, છીનવી લીધાં રથીયાર. ૧૨ ગટોરગચ્છે ધોબળો ઝાલી, પાપીને નાંખ્યો હેઠો; રાતો રાતો થઈ માયાવી રૂદીયા ઉપર બેઠો. ૧૩ એટલે બધી રાક્ષસીઓયે, જુલમ કીધો માઠો; શકુની સૌથી પહેલો સમજ્યો, જીવ લઇને

નાઠો. ૧૪ એટલે નાઠા સકળ યોદ્ધા, કીધો કારમો કેર; ગટોરગચ્છ કહે દુષ્ટ કાકા, તુજને મારૂં ઠેર. ૧૫ તવ દુર્યોધને હાથ જોડયા, તુજને લાગું પાય; લક્ષમણને પરણવું હશે તો પરણશે એની માય. ૧૬ ઓ ભાઇ જીવતદાન દે મુને, ઉગરૂં તુજ પ્રતાપ; એવો કુમતી ગરજ વેળા, ગર્ધવને કહે બાપ. ૧૭ તે અનુભવ નથી માયાવીને, એણે કર્યો વિચાર; કાકો થઇ આવું બોલે છે, મારૂં તે ધીક્કાર. ૧૮ એવું સમજી ઉઠી ગયો કે, નાઠો દુર્યોધન; મ્હોટે સાદે મહા દુખીયો થઇ, કરે અતિશે રૂદંન. ૧૯ કૈરવ કેરા દુ:ખના, શું કહું વિદુરજી વચંન; ગટોરગચ્છે બહુ યુદ્ધ કરી, હરાવ્યો દુર્યોધંન. ૨૦ વિદુરજી કહે મેં વાર્યાતા, કાં કરો અતી અન્યાય; જેને સ્હાય શ્રીકૃષ્ણજી તેને અન્ય થકી શું થાય. ૨૧ તોયે મારૂં માન્યું નહીં, કર્યું અઘટીત કામ; જેવું કર્યું તેવું ભોગવ્યું, અંતે હાર્યા પોતાની હામ. ૨૨ વૈશંપાયન બોલીયા, સાંભળો સત્ય વચંન; એ કથા રહી એટલે, સુણ પરિક્ષતના તંન. ૨૩ પછે રણમાં શું થયું, જ્યાં હતો દુર્યોધન; બહુ કટક કૈરવનું પડયું, રણ ભુમી છાંડી વાહન. ૨૪ દ્વારિકાંને ગોંદરે, ગરજના સબળી થાય; વૈશંપાયન બોલીયા, સાંભળો પરીક્ષીતરાય. ૨૫

વલણ—કૃષ્ણજી સઘળું લહે, ગટોરગચ્છ સબળો વઢે; આવ્યા ઉરાઉર ત્યાં, જેમ સાગર પુરે ચડે. ૨૬

## કડવું ૨૩ મું—રાગ ત્રિતાલી ચોપાઇ.

વૈશંપાયન વદે વચંન, સાંભળ પરિક્ષત કેરા તંન, બળિભદ્રજી હળમુશળ ધરી, કોપે ચડયા હળધરને હરી. ૧ કોણ આપણી કન્યા હરે, પૃથ્વીમાં કોણ એવો અવતરે; સર્પ તણે મુખ ઘાલે હાથ, છે શું બાપ તણી મીરાંત. ૨ હળધરને કહે જુગદાધાર, જઈ રણમાં વાળું સંહાર; નગ્ર બહાર ત્યાં આવી કરી, હળધરશું બોલ્યા શ્રીહરી. ૩ મુજ બાંધવ બેસો અહીં, હું જઇ આવું છું તહીં; કોઈ દુષ્ટજ આવ્યો ખરો, મહા અન્યા પાપીયે કર્યો. ૪ એવું કહીને આવ્યા જદુરાય, લઇ ધનુષને રણમાં જાય; દીઠા ગટોરગચ્છ અભિમાન, ભીમકુંવરને અરજુન તંન. ૫ મામાજીને કર્યો પ્રણામ, કૃષ્ણ કહે તેં કુળ રાખ્યું નામ; ગટોરગચ્છ જઈ લાગ્યો ચર્ણ, પાંડવ વીના કન્યા કરી હરણ. ૬ ભાણેજ તમારો પરણ્યો મહા-

રાજ, બાંધવ જાણી મેં કીધું કાજ; પાંડવકુળને તમો સદા સહાય, સુણી હસીયા ઘણું જદુરાય. ૭ ત્યાંથી ચાલ્યા ત્રિભુવન ધણી, પછે આવ્યા દુર્યોધન ભણી; દુર્યોધને નમાવ્યું શીશ, આવ્યા જાણીને શ્રીજુગદીશ. ૮ કટક મહારૂં પરાજય કર્યું, વદન તણું પાણી ઉતર્યું; ત્યાં જઇ બેઠા જુગદાધાર, ઘાયલ ઘણા કૌરવ અસ્વાર. ૯ રાય રખે ઓછું મન આણ, એમ બોલ્યા તે સારંગપાણ; કોઇ એક જાદવની દીકરી, કન્યા તે પ્રેમસુંદરી. ૧૦ લગન જોઇ લેશું રાજંન, માટે સ્થીરજ રાખો મંન; કૃષ્ણ કેરી વાણી સુણી, બોલ્યો હસ્તિના પુરનો ધણી. ૧૧ અરજુનસુતને પ્રાજય કરૂં, તે પછી નગર સંચરૂં; ગટોરગચ્છનું છેદું શીશ, રણમાં છો નીધ જુગદીશ. ૧૨ લઉં કન્યા મહા યુદ્ધ કરી, તો સેવક જાણો શ્રીહરી; ત્યારે કૃષ્ણ કહે સુણ રાજંન, અતી હઠ ન કીજે દુર્યોધન. ૧૩ માસ યુદ્ધ કરતાં એક ગયો, ગટોરગચ્છ પ્રાજય નવ થયો; ભીમસેન કેરો એ છે તંન, હેડિંબાને અંગે ઉતપન્ન. ૧૪ એની માયા કોઇ નવ લહે, ઇંદ્રાદી દેવ એમ કહે; એણે ધન તારૂં લીધું હરી, અકળિત રાક્ષસી માયા કરી. ૧૫ એ બાળક સાથે શો સંગ્રામ, યુદ્ધે નહી તમારૂં કામ; હારે શોભા તારી ન હોય, એવું મંન વીચારી જોય. ૧૬ એ બાળકના માર્યા ગયા, સર્વ લોકમાં હળવા થયા; જઇ ઘરની લ્યો સંભાળ, કૌરવ નારીના શા છે હવાલ. ૧૭ રણ વિષે આવ્યા જેટલા, ઘેર ગયા છે તેટલા; એવું સુણીને ઉઠયો સઉ સાથ, કૃષ્ણ કહે છે તે સાચી વાત. ૧૮ સર્વ સાથ કહે ચાલો રાય, ઘડી એક ખોટી ન થવાય; એણે દુખ દીધું છે ઘણું, કાંઇ નવ ચાલ્યું આપણું. ૧૯ ત્યાં જઇ સર્વ નારીને નડે, બીહીશે અબળાને બાળક રડે; એવો મંન કરી વીચાર, ચાલ્યા કૌરવ થઇ અસ્વાર. ૨૦ વૈશંપાયન વદે વચંન, સાંભળ પરિક્ષત કેરા તંન; કૌરવની સેના સર્જ્જ કરી, હળધર પાસે આવ્યા હરી. ૨૧

વલણ—હરિ આવ્યા હળધર કને, કહે છે સુણીયે વીરરે; ધરમ રહ્યો છે આપણો, રાખો મનમાં ધીરરે; ૨૨

## કડવું ૨૪ મું—રાગ સામેરી.

વૈશંપાયન બોલીયા, સાંભળ પરીક્ષત તંન; તેણે સમે બળિભદ્રને, કહે જગજીવંન. ૧ તનયા તમારી ઠામ છે, મેં લહ્યો સઘળો મર્મ; જદુવં-

શમાં અપજશ થાત, પણ રહ્યો તમારો ધર્મ. ૨ તે ધરમ આગે આવીયો, સાંભળો મારી વાણ; વચન જાત વીર આપણું, એમ ઓચર્યા સારંગપાણ. ૩ તમે વિદુર સાથે મોકલી, કંકોતરી જે હિન્ન; વડભ્રાત તમ વચન હું, કેમ કરૂં ઉથાપન્ન. ૪ અરજુન સુત અભિમાનનો, તેને કન્યા આપી સાર; તે દુર્યોધનને કેમ આપીયે, તમે કર્યો નહીં ત્રીચાર. ૫ તમે મનમાં એમ જાણ્યું જે, એકલો અરજુન બાળ; દા'ડે દા'ડે સુરેખાનો, જાય કંન્યા કાળ. ૬ અઘટતું કામ કીધું, વિચાર્યું નહિ મંન; તે માટે કન્યા આપણી, વર્યો સુત અરજુન. ૭ બળિભદ્રને એવું સાંભળતાં, ચડયો ક્રોધ અપાર; અરજુનસુતનું શું ગજુ, જે કરે દળ સંહાર. ૮ કૌરવકુળમાં મહા બળિયો છે, રાજા દુર્યોધંન; તેના તેજ પ્રતાપ આગળ શું વઢશે અભિમાન. ૯ સેનાપતિ છે દ્રોણ સરખા, અશ્વત્થામાને કરણ; અરજુન સુતનુ શું ગજું, જે કરે કન્યા હરણ. ૧૦ જીતી શકે કેમ એ બળે, શું લહે સંગ્રામ; શસ્ત્રવિદ્યા કયાં ભણ્યો, જે કરે રણસંગ્રામ. ૧૧ કૌરવ કેરા કટકમાં, સબળા ભડ છે પ્રૌઢ; અભિમાન જીતી કેમ શકે, સાંભળો ગરૂડારૂઢ. ૧૨ કૃષ્ણ કહે બળિભદ્રને, તમે કંઇ નવ જાણો ભ્રાત; અરજુન સુતને સંગ છે, ગટોરગચ્છ સાક્ષાત. ૧૩ એ ભીમ તણો સુત આવીયો, યોદ્ધો મહા પ્રચંડ; તેણે દુર્યોધનનું સેન મારી, કર્યું તે શતખંડ. ૧૪ તે રાક્ષસીને ઉદરથી, જન્મ્યો ભીમકુમાર; બાંધવની વારે ચડયો, કરી તેની સાર. ૧૫ રૂદે રાક્ષસનાં કઠણ બહુ, ભીમ કેરો અંશ; દુખ લાગે લોહી પોતાનું, આપનો જાણી વંશ. ૧૬ તે થકી આપણ કઠણ પાપી, રૂદે વજ્ર સમાન; એવું કહી રોયા અતી, તેણે સમે ભગવાન. ૧૭ ગદગદ કંઠે હરી થયા, નેત્રે જળની ધાર; વસુદેવ કુળે અવતર્યા જદુવંશ માયા અવતાર. ૧૮ એમ દુખ આણીને કળકળ્યા, વળી કરે રૂદંન; રાક્ષસથી અતી આપણાં, કઠણ દીસે મંન. ૧૯ બળિભદ્ર કહે પ્રીછું નહીં, કાં દુઃખ આણો મંન; સુરેખાને સંભારતાં, બહુ દાઝે મહારૂં તંન ૨૦ બળિભદ્રનાં વાકય સાંભળીને, બોલીયા ગોપાળ; એક માસ વીત્યો સુરેખાને, નવ લીધી સંભાળ. ૨૧ ભાણેજ તેતો આપણો, અરજુન કેરો તંન; પરણ્યા પછી એ પુત્રીનું, મેં દિઠું નથી વદંન. ૨૨ બળિભદ્ર કહે કાં દુખ આણો, ચાલો રૂડી પેર; બેન સુભદ્રા અભિમાન બેનો, તેડી જઇયે ઘેર.

૨૩ વચન સુણી વડભ્રાતનું, ચાલ્યા જગદાધાર; બેઉ બાંધવ ત્યાં આવીયા, જયાં હતી અરજુન નાર. ૨૪ અભિમાન ને ઓછંગ લઇને, રૂદે ચાંપ્યો નાથ; બેન જાણી સુભદ્રાને, ભેટીયા વડભ્રાત. ૨૫ ગટોરગચ્છ બેઉ હાથ જોડી, સામો ઉભો હરી પાસ; તેનું વદન જોઇને મન વિષે, બળિભદ્રે આણ્યો ત્રાસ. ૨૬ બહુ હેને કહે બેનને, ઘેર પધારો આવાર; કરમે લખ્યું તે નીપજે, તેનો કશો વીચાર. ૨૭ બળિભદ્રનાં વાકય સાંભળીને, બોલી અરજુન નાર; આજ બેન કેરો ભ્રાત થઇને, સગપણ જણાવે સાર. ૨૮ મુજ કંથ ગામ ગયા પછી, મેં લહ્યું ભાઇનું મંન; કંકોત્રી લખતાં લાજ લાગી, જે વર્યો છે અભિમાન. ૨૯ તેડા વિના અમે આવીયાં, વિમાસી જુવોને પેર; કંકોતરી જેને મોકલી, તે આવશે તુજ ઘેર. ૩૦ અરજુન સુતને એકલો જાણી, બહલ્યું વીરા તમે મંન; પાંડવ મનમાં નવ ગણ્યા, તેડયો દુર્યોધન. ૩૧ ત્યારે ગટોરગચ્છ એમ બોલીયો, કૌરવ સુનું ગાત્ર; ઘડી એકમાં દ્વારિકાં જઇને, કરૂં અસમાન માત્ર. ૩૨ મુજ બાંધવે જે વરી કન્યા, તે કૌરવ કેમ લેવાય; પાંડવ કુળમાં લાંછન લાગે, સાંભળો જદુરાય. ૩૩ તેથી અમને શ્રી ગિરિવરધારી, ક્ષમા કરોને આજ; અમને દિવસ ઘણા થયા, માટે ચાલીશું મહારાજ. ૩૪ પાણી પીવાને દ્વારીકાંમાં રેવાનું નથી કામ; માટે આજ્ઞા દીજીયે, અમે જઇયે અમારે ધામ ૩૫ વૈશંપાયન બોલીયા, સાંભળો પાંડુકુમાર; નિજ બેન જાણી રહ્યા પોતે, કૃષ્ણ જુગદાધાર. ૩૬ રથ સજ કરીને નીસર્યો, સુભદ્રાનો સાથ; સુરેખાને જોઇને, હળધર કરે આંસુપાત. ૩૭ વળાવીને વળ્યા પાછા, બેન દીયે આશીશ; કાંઇએક અન્યા થાએ છોરૂથી, તેની રાખીયે નહીં રીસ. ૩૮ રથ ચાલ્યો પછે ત્યાં થકી, તે પવન વેગે જાય; વડભ્રાત સાથે દ્વારિકાંમાં, આવીયા જદુરાય. ૩૯

વલણ— તે પછે શું નીપન્યું, કહું તુજને રાજંનરે; ગટોરગચ્છ અભિમાન આદે, ચાલ્યા હેડિંબવંનરે. ૪૦

## કડવું ૨૫ મું—રાગ ધનાશ્રી.

વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય રાય; રથ ચાલ્યો અભીમાન તણો, વળ્યા નીશાને ઘાય. ૧ મારગમાં સહુ ચાલતા, નવ દિવસ વીત્યા

સાર; દશમે દિવસે આવીયા, હેડંબાવન મોઝાર. ૨ ઢાળ—હેડંબાવનમાં આવીયા, ઉલટ અંગ ન માય; સુભદ્રાની દેરાણી કને, વધામણી ત્યાં જાય. ૩ ગટોગચ્છ અભિમાન આવ્યા, કન્યા લઇને માત; હેડંબાએ સાંભળ્યું, તે થઇ મન રળિયાત. ૪ એટલે રથ ત્યાં આવીયો, આંગણામાં તે દંન; વામાંગે બેઠી છે સુરેખા, તે પ્રેમરૂપ રતંન. ૫ અભિમાન ઉઠયો રથ થકી, કાકીને લાગ્યો પાય; તારી કૃપાયે કરી, જીતાડયા જદુરાય. ૬ સુભદ્રાજી ભેટીયાં, વહુએ ચરણે નમાવ્યું શીશ; હેડંબા અતી આશિશ દે છે, વહુ જીવો કોડ વરીશ. ૭ કુમકુમ તિલક કાઢીને, વધાવ્યાં નરનાર; સુભદ્રાજી હરખીયાં, હવે સફળ મુજ અવતાર. ૮ ગોત્રજ આગળ હાથ કાંકણુ, દોરડા છોડાય; કાકી લુણ ઉતારતી, અતી હરખે વરની માય. ૯ અરજુન સુતને સુભદ્રાજી, રહ્યાં તેણે ઠામ; હસ્તિનાપુર તે નવ ગયાં, મન કર્યો વીચાર. ૧૦ જ્યારે પાંડવ આવશે, ગાંડિવ પાણી અરજુન; તે વિના મન વેર આણે, દુષ્ટ દુર્યોધન. ૧૧ એવું જાણી નવ ગયા, રહ્યા તેની પાસ; જેઠ કેરો પુત્ર જાણી, હેડંબા મન ઉલ્લાસ. ૧૨ વૈશંપાયન બોલીયા, સુણ જન્મેજય રાય; અવળાનું સવળું કરે, જેને કૃષ્ણજી છે સ્હાય. ૧૩ ચાલ—ચંદ્રહાસ શરણે રાખીયો, વિષ ફેડી વિષયા થાય; અકળગતી ઇશ્વર તણી,, કોઇ થકી નવ કળાય. અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરખા સ્હાય. ટેક ૧૪ દુષ્ટ બુદ્ધે કપટ કીધું, મદન દેરે જાય; ભસ્માંગદને દુઃખ પમાડી, મહાદેવ પું ઠે ધાય; અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરીખા સ્હાય. ૧૫ સુધનવાને ઉગારીયો, તાતા તેલમાં તળાય; પ્રહ્લાદ પીડા ટાળી પ્રભુએ, સમરથ વૈકુંઠરાય. અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરખા સ્હાય. ૧૬ હરિશ્ચંદ્રને છળ પમાડવા, વિશ્વામિત્રજ જાય; મિરાંબાઇ મહા સત્ય જોવા, વિષ ઘોળીને પાય. અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરખા સ્હાય. ૧૭ કેલઇયાને સૌ જન જાણે, ખાંડણે ખંડાય; મયુરધ્વજ વળી મહા સત્યવાદી, કરવત શીશ ધરાય. અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરખા સ્હાય. ૧૮ કૌરવે કારમું કપટ કીધું, રચ્યો મહા અન્યાય; પુરણ સત્યવાદી પાંડવને, અન્ય થકી શું થાય. અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરીખા સ્હાય. ૧૯ એમ વરણન કરૂં કેટલું, ભકતોની ભીડે ધાય; દીન બંધુને દાતા જગતના, ગુણ સરવ કો ગાય. અવળાનું સવળું કરે, જેને

કૃષ્ણ સરખા સ્હાય. ૨૦ સંસાર સમુદ્ર અગાધ છે, બુડતાં ઘડી નવ થાય; અભિમાન વીવા ભાવથી, જે શીખે સુણે ને ગાય; અવળાનું સવળું કરે, જેને કૃષ્ણ સરખા સ્હાય. ૨૧ ઢાળ—નરનારી જે સાંભળે સુરેખા કેરૂં હરણ; પતિત હોય તે પાવન થાએ, પ્રભુ રાખે શરણ. ૨૨ શ્રોતાજન જે સાંભળે, તેની પહોંચે મનની આશ; સંસારનાં સુખ ભોગવે, અંતે વૈકુંઠ વાસ. ૨૩ ફરી ન આવે ગર્ભવાસમાં, સ્થીર ઠરે શુભસ્થાન; ભક્તી પામે ભગવાનની, મળે જગતમાં માન. ૨૪ વિક્રમ સંવત અઢારસેં, ઉપર સત્યાવીસ; વૈશાખ સુદ પંચમી ભલી, વાર ગુરૂને દીશ. ૨૫ તે દિવસે પૂરણ કર્યું, સુરેખાનું આખ્યાન; શુદ્ધ અશુદ્ધ જાણું નહીં, મેં તો ગુણ ગાયા ભગવાન. ૨૬ કૃષ્ણ તણી કૃપા થકી, કડવાં કર્યાં પચ્ચીસ; શ્રોતાજન સહુ સાંભળીને, સમરો શ્રી જગદીશ. ૨૭ બુરાનપુરમાં વાસ મારો, જાણો વાંચી સહુ મીત્ર; દોષ ન દેશો મુજને, રચ્યું કૃષ્ણચરીત્ર. ૨૮ ભગવાન ભટનો સુત છું, વિરભટ મારૂં નામ; માતા લક્ષ્મી માહરી, જપું પ્રભુ આઠે જામ. ૨૯ શ્રોતાજન સહુ સાંભળીને, યથા શક્તી કરો દાન; દયા રાખો દીન ઉપરે, રાજી થશે ભગવાન. ૩૦ સદગુરૂની સંગત થકી, મેળવો ઉત્તમ જ્ઞાન; નીત તમને દાખવે, ભક્તી છે સુધાપાન. ૩૧ પતિત જન પાવન થવા, નિત્ય ગંગાજીમાં ન્હાય; જપે શ્રી જગદીશને, તેથી પાપ તેનાં ધોવાય. ૩૨ ગુણ અપાર ગોવિંદના, કહેતાં નાવે પાર; બને આપણથી એટલા, ગુણ ગાઇયે વારંવાર. ૩૩ જે જે ભગત થયા જગતમાં, તેણે ભજ્યા ભાવે ભગવાન; નામ અમર કરી પામીયા, અવસાને વીમાન. ૩૪ જુવો તમારી પાસ છે, પ્રભુ નથી કંઈ દૂર; અંતરજામી આત્મારામ છે, સમજોને તમે ઉર. ૩૫

વલણ—શ્રોતાજન સહુ સાંભળો, પહોંચે મનના કોડરે; વિરભટ કહે સહુ બોલજો, જય જય શ્રીરણછોડરે. ૩૬

## સમાપ્ત.

# પાંડવોનું જુગટું

## કડવું ૧ લું—રાગ માલકો.

સરસ સભાની શોભા શી કહુરે, કીધું કનકનું કામજ સાવ; ઝળહળ તેજ દીવાકરના સમુરે, મણી મોતી ઝવેરે જડાવ, સરસ સભાની શોભા શી કહુરે. ટેક ૧ કુરૂપતે કારીગર તેડાવીયારે, સોંપ્યા સકળ ભર્યા ભંડાર; પાંડુના પુત્ર પરાભવ પામવારે, રાખ્યું અધિપતિ ઉર ઉદાર. સરસ સભા૦ ૨ પુરી મવાળાંયે મહીપતી મેદનીરે, કીધા કનકના સ્થંભ ચોપાસ; મણી નીલ સ્ફટીક મરકત મહીં મઢયારે, ભાસે વાસ વનાં જ્યમ વાસ. સરસ સભા૦ ૩ મંડપ મધ્યમાં રચીયો મોકળોરે, છજાં જાળી ઝરૂખાં ને માળ; ચોમેર મોતીની ચંદનીયો જડીરે, તારા મંડળ તેજ વીશાળ. સરસ સભા૦ ૪ ચારસેં દ્વાર સભાતણાં શોભતાંરે, કોરી કમાનો ચોમેર; મંડપે મોતીનાં તોરણ બાંધીયાંરે, ટઉકે ટોલડે મેના ને મોર. સરસ સભા૦ ૫ ચિત્ર વિચિત્ર ચીતારાયે ચીતરીરે, મીનાકારીનાં રચીયાંરે રૂપ; નાયકા નાટક કનક તણાં કર્યાંરે, દીસે આકૃતી અકળ અનુપ, સરસ સભા૦ ૬ સુંદીર સાળુડા કસબી કોરનોરે, ઝીણો ઝાઝો કસુંબલ રંગ; અનુપમ રીતે ઓઢયો અલબેલીયેરે, ભાસે ઘુંઘટમાં ગોરૂ અંગ. સરસ સભા૦ ૭ ચંચળ ચપળ તે નેત્ર નચાવતીરે, મરઘા નયણીના મુખના મરોડ; જરીયાંની વેલ ભરી કાળી કંચુકીરે, કસી કામનીયે કરી કોડ. સરસ સભા૦ ૮ નખ શીખ આભ્રણ અંગમાં ઓપતાંરે, કરે હાવભાવને કટાક્ષ; નૃત્ય કરે એવી ચોગમ નાયકારે, રચ્યા તેવા સભાસદ સાક્ષ. સરસ સભા૦ ૯ સરખાં સિંહાસન ચોગમ ચીતર્યાંરે, મણી જડીયા છે મંચની માંહ્ય; ભુપતી ભાળી સભા ભુલી પડેરે. જય બેસવા બળ કરી તાંહ્ય. સરસ સભા૦ ૧૦ હાંડીયો તકતા ને ઝુમર માંહીં જડયાંરે, ધર્યા કનક કળશ ચોપાસ; મૃગમદ અત્તર અરગજા છાંટીયાંરે, આવે સમીરથી સુઘડ સુવાસ. સરસ સભા૦ ૧૧ પુષ્પનાં ઝાડ ગુલાબ ગોટે ભર્યાંરે, કીધાં કૃત્રિમ ચારે કોર; ભૃંગ ભમે તેવી પુષ્પ પ્રેમળ ભરીરે, ગરજે મધુકર મેનાં ને મોર. સરસ સભા૦ ૧૨ અત્રી અગસ્ત વશીષ્ટ ને

વામદેવરે, ગર્ગ ગૈતમ ગાલવ જેહ; એ આદી મુનીવર મંડપમાં રચેરે, વિષ્ણુ યાગ કરી વિધિ તેહ. સરસ સભા૦ ૧૩ ભુપતે પત્ર લખી નૃપ તેડીયારે, આવી બેઠા સભાનીરે માંહ્ય; કર્ણ શકુની દુર્યોધન દુઃશાસનરે, ભીષ્મ દ્રોણ કૃપાદિક ત્યાંહ્ય. સરસ સભા૦ ૧૪ ધૃતરાષ્ટ્ર પાસે વિદુર તેડાવીયારે, મેલ્યા પાંડુના પુત્રોની પાસ; રથ લઇ તરત રવાના તે થયારે, આવ્યા કુંતા કુંવરનો જ્યાં વાસ. સરસ સભા૦ ૧૫ ધરમાદિ ધાઇને સનમુખ આવીયારે, પડયા પાંચેરે પુત્ર ત્યાં પાય; કુરૂકુળ કુશળ પ્રથાસુતે પુછીયુરે, કીધું ભાવતું ભોજન રાય. સરસ સભા૦ ૧૬ ભોજન કરી મુખવાસ આરોગીયારે, પછે માંડીને કહી સઉ વાત; ધૃતરાષ્ટ્રે મને તેડવા મોકલ્યોરે, ચાલો સાથે સઉ પાંચેરે ભ્રાત. સરસ સભા૦ ૧૭ ઉત્તમ એક સભા એમણે રચીરે, વિષ્ણુ યાગ કરે તે માંહ્ય; અધિપતી અવની સઉના આવીયારે, બેઠા ટોળે વળીનેરે ત્યાંહ્ય. સરસ સભા૦ ૮ કાંઇ જાણે કપટ કરી મુને મોકલ્યોરે, તમને તેડવા માહારારે તંન; ધરમની સાથે સભામાં ધારીયુંરે, દ્યૂત રમવાનું દુર્યોધન. સરસ સભા૦ ૧૯ ગાંગેવ મેં વાર્યો ના કહ્યું માનીયુંરે, માટે ભાવી પ્રબળ ભુપાળ; વારસીક પ્રભુ તે તમ પક્ષમાંરે, દાવ નહિ ચુકે દીનદયાળ. સરસ સભા૦ ૨૦

વિશ્રામ—દીનદયાળ ચુકે નહીં, થનાર હોય તે થાય; પ્રથાપુત્ર દ્રૌપદાદી સ્ત્રી, સઉ મુખ જોતા જાયરે. હય ગજ રથ શણગારીયા, સૈન્ય સજ્યું તે વારરે; સામા શુકન માઠા મળે, શોચે ધરમ કુમારરે.

## કડવું ૨ જું—રાગ હલારી.

માઠા માન શુકન છે, જતામાં જોખમ શું છે; વિદુરને પ્રથા પુછેરે, દિયેરજી. ૧ સામો યતી આવ્યો જેણે, કાળાં પટ પહેર્યાં તેણે; વાંકુ વદી આવ્યો વેણેરે, દિયેરજી. ૨ ચાલ્યા આવે સાપ સામા, રોતી એક મળી રામા; ન્હાવ બુડેલું નીજામાંરે, દિયેરજી. ૩ સામાં આવી સ્વાન રૂવે, ભય પામી મળી ભુવે; કાગ આવી કેડા જુવેરે, દિયેરજી. ૪ નારી નાથ વણ નરી, આંખડી આંસુડે ભરી; અવળું અંબર ધરીરે, દિયેરજી. ૫ ચાંપ કરી વૃષ આવ્યો, આંખરે ઝડપ ઝાલ્યો; દ્રૌપદીનાં ચીર હાલ્યોરે, દિયેરજી. ૬ કૌરવે કપટ કર્યું, કર્યું એવું મન વસ્યુંરે; વાંકે દિને વન જશુંરે, દિયેરજી.

૭ વેરીડા તમારા વીરે, તરછોડી તો અતીરે; ધામ ધીર્યું નવ ધીરેરે, હિયેરજી. ૮ રોડાપેરે જે રડવડી, જોજો એ ન આવે ઘડી; પરાંણે ઠેકાણે પડીરે, હિયેરજી. ૯ મેલ્યાં મેં ભોવન ભર્યા, નાથની સાથે નીસર્યા; પીયુજીએ પરહર્યાંરે, હિયેરજી. ૧૦ રાજે મેલી વન રોવા, વળી હું વતન જોવા; ભાર ભુંયતીનો ખોવારે. હિયે રજી. ૧૧ કાકેના કુટુંબી કીધું, જાણી જોઇ ઝેર દીધું; ગયું ઘર લાંણે લીધુંરે, હિયેરજી. ૧૨ લાખનાં ભુવન કરી, ભરસાડયાં માંહ્ય ભરી; એ ઉગારે કેમ અરીરે, હિયેરજી. ૧૩ નાનેરો નબાપાં તેની, આ સમામાં ઓથ કેની; આપડે ઘેર ત્હેનીરે, હિયેરજી. ૧૪ દુઃખના ડુંગર રેલ્યા, કુળના મારગ મેલ્યા; ઠાગામેં ન જાય ઠેલ્યારે, હિયેરજી. ૧૫ વાને હું ન ધીરૂં હાવે, આપની પતીત આવે; બધનમાં બાળ નાવેરે, હિયેરજી. ૧૬ નીરધનનું એ નાણું, ઠરવા તણું ઠેકાણું; સુતથી સ્વર્ગ આણુંરે, હિયેરજી. ૧૭ જેઠે છેહ દીધો છેક, તમથી નભે છે ટેક; આધાર તમારો એકરે, હિયેરજી. ૧૮ જાળવજ્યો તન ટોળી, કોના વિષ પાય ઘોળી; ભુલણી પ્રજા છે ભોળીરે, હિયેરજી. ૧૯ જો આવે શુકને જઇયે, ભુવન ભેટાં ના થઇયે; ડગલુ ડરીને દઇયેરે, હિયેરજી. ૨૦ ન જાણ્યું તમારા ભઇયે, પારકુ પોતાનું કહીયે; હાથે કર્યા વાગ્યાં હૈયેરે, હિયેરજી. ૨૧ નગર થકી નસાડયાં, વતન વખુટાં પાડયાં; કપટ કરીને કહાડયાં રે, હિયેરજી. ૨૨ ભોયુ ભય દેખે જેમ, તમોને કેવાનું તેમ; કુરૂએ વિચાર્યું કયમરે, હિયેરજી. ૨૩ વિદુર કે તેડયા રાજે, દ્યૂતની ક્રિયાને કાજે; દુરમતી મરે દાઝેરે, હિયેરજી. ૨૪ થાશે આમાં કોની જીત, પહેલી ના પડે પતીત; આદર્યું એ અઘટિતરે, હિયેરજી. ૨૫ વારતામાં વ્હાણુ વાયું, ત્યાં હસ્તિનાપુર આવ્યું; મળવા મેળાપી ધાયુરે, હિયેરજી. ૨૬

વિશ્રામ—ધાયુ મળવા માનવીરે, નરનારી પુરજંનરે; ભીષ્મ દ્રોણુને કર્ણ ત્યાં, મળીયો દુર્યોધનરે. આદર દઇ પુર આણીયા, આપ્યો ઉત્તમ વાસરે; પ્રભુભકત સેત્રવ; જનને, હાજર દાસી દાસરે.

## કડવું ૩ જું—રાગ ધનાશ્રી.

વૈશમપાયન કહે સુણ રાય, દુર્યોધનને આનંદ ન માય. ૧ મણી મોતીના મહેલ જે ધાર્યા, તેમાં પાંડુના પુત્ર ઉતાર્યા. ૨ સોંપ્યું સાહીત્ય

જોઇયે જે કોઇ, કરે દ્રૌપદી કુંતા રસોઇ. ૩ દેખી દ્રુપદ સુતાનું રે રૂપ, ચીતભ્રંમ થયા છે રે ભૂપ. ૪ કીધું ભોજનને પડી રાત, વીતી રજની ને પ્રગટયો પ્રભાત. ૫ દંતધાવન ધરમેરે કીધું, નાહી નીત્યનીમ કરી લીધું. ૬ પહેર્યો સોનેરી સુરવાળ, માથે મુકુટ વિચિત્ર વીશાળ. ૭ જામા જરીયાંની ઝાકઝમાળ, ગૌરગાત્રને રૂપનું આળ. ૮ જરી પટકે કમર કસી લીધી, ભાલે કેશરી અરચારે કીધી. ૯ સ્કંધે રક્ત સોનેરીરે શાલ, કરમાં કાશ્મીરી રાજે રૂમાલ. ૧૦ હાથે નવ ધરૂં નૌતમ રાજે, ચામર છત્ર તે મુસ્તક છાજે. ૧૧ ધરી શકિત ને શર ચાપ ગોળ, તેવો તાજો છે મુખમાં તંબોળ. ૧૨ થયા અશ્વ ઉપર અસવાર, ચાંપી ચાલ્યા ત્યાં ધરમકુમાર. ૧૩ સભા દુર્યોધનનીરે જ્યાંય, આવ્યા ધરમ ધોરિંધર ત્યાય. ૧૪ દીઠા કુંતા કુંવરનેરે જ્યારે, ઉઠી સકળ સભા તેણીવારે. ૧૫ હળીમળી બેઠા દેઈ માન, આપ્યાં આદરે ફોફળ પાન. ૧૬ સભા દેખી થયા ત્યાં પ્રસન્ન, બોલ્યા શકુની ત્યાં વળતી વચંન. ૧૭ સુણો ધરમ કુંવર કહું વાત, ઘણા દિવસે મળ્યા તમે ભ્રાત. ૧૮ આજ આનંદમાં દિન જાય, રમો દ્યૂત જે રાજ વિધાય. ૧૯ હાર જીતની હોડ માંહીં કરીયે, દ્યૂતે દેવતાઇ રમત આદરીયે. ૨૦ ધરમ કહે દ્યૂત કેમ રમાય, જોતાં જકત થકી જશ જાય. ૨૧ રાજવંશીનું એ નહીં કામ, રમે કુટિલ કુજાતી હરામ. ૨૨ કે શકુની હોય દુષણ એને, તો નળ પુશ્કર નાગ્રમે તેને. ૨૩ કુંતા કુંવર કહે ના સુખી થાય, રાજ રીદ્ધી ધરા ધન જાય. ૨૪ હાર જીતનું પરઠીયે કાંમ, કરવો તો સનમુખ સંગ્રામ. ૨૫ હારે તેની લક્ષ્મીરે લેવી, ધારો ધનુર વિદ્યા જોયા જેવી. ૨૬ દગો દચૂતે ધુતી ધન લેવું, એતો સુરને ના સભવે એવું. ૨૬ કહે શકુની હું સમજ્યો તમામ, ન હોય કૃપણ અનાથનાં કામ ૨૭ નથી સ્હેજ એ રેમવાનું રાય, એમાં ગરીબનાં ઘર વેચાય. ૨૮ તમે રમતા હોયતો હું તો વારૂં, શાથી ગરથે ગજુ નહીં તમારૂં. ૨૯ જોવા જીવમેં પુછીરે વાત, વૃથા ભડકશો નહીં તમે ભ્રાત. ૩૦ નથી કેતા જે ન મળેરે કોશ, ખાલી દુતનો કાઢો છો દોશ. ૩૧ ગરથ વીના તમે ગભરાવો, માટે પુરપતી પાછારે જાઓ. ૩૨ અમે ધનવંત રમીયે તમામ, જુવો રમો તે જરનું કામ. ૩૩ બોલ્યા સાંભળી કુંતા કુમાર, મારે ભુવન ભર્યારે ભંડાર. ૩૪ હીરા માણેક મોતી ઝવેર, મણી આદિ છે લક્ષ્મીની મેહેર. ૩૫ હું

યુધિષ્ઠિર ન ભણું નકાર, દ્યૂત માટે ડરૂં છું લગાર. ૩૬ ત્યાં શકુની ધર્મને તેડી, બેઠો અપવીત્ર ઉરવીમાં મેડી. ૩૭ તેણે સ્થાન કે જે કદી જાય, ભ્રષ્ટ બ્રહ્માની ત્યાં મતી થાય. ૩૮ મુત્ર સ્થાંન શુકર અસ્થિ લીધું, માંહે સ્થાને તે માર્જન કીધું. ૩૯ દીધા કુંતા કુંવર ત્યાં બેસાડી, ત્યારે દુતની તરત હા પાડી. ૪૦ પાંચે વીરને તરત તેડાવ્યા, જોવા સરવ સભાસદ આવ્યા. ૪૧ ધરમ કુંવર કહે આણે ઠામ, નથી દોકડો પાસેરે દામ. ૪૨ દુર્યોધન બોલ્યો તરત તે વાર, રમો હ્યો આ ભર્યા છે ભંડાર. ૪૩ જે જે જોઇયે તે લેજ્યોરે વીર, નથી આપની અમને અધીર. ૪૪ ઢાળે ધરમ પાસા તે ગમે છે, માહારે સાટે શકુની રમે છે. ૪૫ એને હોંસ છે ઉરમાં અપાર, રમુ જોડે જઇ ધરમ કુમાર. ૪૬ ધૃતરાષ્ટ્ર ને વિદુર ભીષ્મ કર્ણ, કૃપા દ્રોણ આદિ ચારે વર્ણ. ૪૭ અશ્વત્થામાને દુર્યોધન, દુશાઃસન આદિ સરવે રાજન ૪૮

વિશ્રામ—રાજન સરવે ત્યાં મળ્યા, જોવા દ્યૂત તે ઠામરે; અમુલ્ય મણી ધરમે ધર્યો, કર્યું ચાલતું કામરે. ઢાળ્યા પાસ શકુનીયે, જીત્યો દુર્યોધનરે; એવી હકીકત સાંભાળી, શોચે સહુ હરીજનરે.

## કડવું ૪ થું—રાગ કાફી.

હાર્યા હાર્યા કુંતાના કુમારરે, ગુમાની ગઢ જીતીયોરે; મમને માંડી બાજી બીજીવારરે, ગુમાની ગઢ જીતીયોરે. ૧ સહસ્ર મોહોરો મુકી ત્યાં સુવર્ણરે, ગુમાની. ધરમે માગ્યો દાવ લહી આચર્ણરે, ગુમાની. ૨ પચરંગી ત્યાં નાખ્યા પાસા પાણરે, ગુમાની. ઢાળ્યા તેવા પડીયા રામબાણરે, ગુમાની. ૩ વાયુવેગી શસ્ત્ર રથ સાથરે, ગુમાની. પણમાં હાર્યા પાંચાળીના નાથરે, ગુમાની. ૪ મદઝર તેવા એક અયુત તે ઠારરે, ગુમાની. મહીં જરીયાંની ઝુલ મણીના હારરે, ગુમાની. ૫ અયુત દાસી આભુષણ સમેતરે, ગુમાની. હય ગજ રથને કનક તણા સંકેતરે, ગુમાની. ૬ હાર્યા હાર્યા મણી માણેક ભંડારરે, ગુમાની. ચામર છત્ર આભુષણ અપારરે, ગુમાની. ૭ મુકુટ મનોહર વસ્ત્ર વપુનાં જેહરે, ગુમાની. હાર્યા હાર્યા રાજપાટ છે તેહરે. ગુમાની. ૮ કવચ કુંડળ સિંહાસન વિશાળરે, ગુમાની. વંન વાટીકા મંદીર મેડી માળરે, ગુમાની. ૯ મેના પાલખી સુખપાલો

વાહનરે, ગુમાની. ધરમે હાર્યા ધામ ધરા ને ધંનરે, ગુમાની. ૧૦ સુખ સેજ્યાને અલંકાર જે અંગરે, ગુમાની. સરવસ હારી બેઠા થઈ મન ભંગરે, ગુમાની. ૧૧ દુર્યોધન કહે ખેલો ખાંતે રાયરે, ગુમાની. રાખી જાયા હોડ ન હારી જાયરે, ગુમાની. ૧૨ ધરમ કહે હવે શું ધરીયે હોડયરે, ગુમાની. શકુની કહે બેસાડો બંધવ જોડરે, ગુમાની. ૧૩ એક પક્ષ હારેલી વસ્તુ તમામરે, ગુમાની. ધરમે ધરીયા બંધવ ચારરે, ગુમાની. ૧૪ ધરમે ઢાળ્યા પાસા તેણીવારરે, ગુમાની. હારી બેઠા બંધવ ચ્યારરે, ગુમાની. ૧૫ યુધિષ્ઠિર બેઠા શીર ધારી પાંણરે, ગુમાની. આમ કહી બુડયાં વેપારીનાં વહાણરે, ગુમાની. ૧૬ ટગમગ બેઠા બંધવ સામું જોયરે, ગુમાની. કૌરવ રાખ્યું કર સાહાવાના કોયરે, ગુમાની. ૧૭ હેઠા પડીયા પવનપુત્ર વણહાથરે, ગુમાની. યમનંદન ત્યાં બેઠા થઈ અનાથરે, ગુમાની. ૧૮ વિદુર કહે ધૃતરાષ્ટ્ર વારો તંનરે, ગુમાની. કુરૂકુળમાં કયાં પ્રગટાવ્યું વિધંનરે, ગુમાની. ૧૯ પાંડુપુત્ર છે અમર તણા સઉ અંશરે, ગુમાની. તે દુભ્યાથી જાશે તારો વંશરે, ગુમાની. ૨૦ પાંડવ પાવક પ્રગટ કરો છો મૂળરે, ગુમાની. તે પાપે પરજળશે તારી કુખરે, ગુમાની. ૨૧ દુર્યોધનને ક્રોધ થયો તે વારરે, ગુમાની. કર્યો વિદુરનો ત્યાં બહુ તિરસ્કારરે, ગુમાની. ૨૨ વૃશલી સુતને શો વદવા અધિકારરે, ગુમાની. અધમ કરે કયાં વણ પુછે ઉચ્ચારરે, ગુમાની. ૨૩ ખાઇને ખોદુયું લંપટ ન મળે લાજરે, ગુમાની. ફરી વદો તો તંન કરાવીશ તાજરે, ગુમાની. ૨૪ શઠ ખોયો કયાં ભરી સભામાં ભારરે, ગુમાની. પડી તારાં પળીયાંમાં પેજારરે, ગુમાની. ૨૫ પાંડવ પડખે લંપટ બોલ્યો લેશરે, ગુમાની. તો હું તુજને દેશવટો અલ્યા દેશરે, ગુમાની. ૨૬ દુર્યોધન કહે ઢાળો ધરમકુમારરે, ગુમાની. ધરમ કહે હવે હારૂ દેહારરે, ગુમાની. ૨૭ શકુની કહે એક દ્રૌપદી બાળરે, ગુમાની. જીતે પાછી લે પદવી ભુપાળરે, ગુમાની. ૨૮ જો ના કહે તો ધરમ તણું સત જાયરે, ગુમાની. પાંચાળી એક પાસે ધારી રાયરે, ગુમાની. ૨૯ કડકડીયું ત્યાં ભોમંડળ તે વારરે, ગુમાની. થયો મુંઝળો કશ્યપનો કુમારરે, ગુમાની. ૩૦ ડોલી ઉઠયા હશે હિમ પાળરે, ગુમાની. ખળભળી ઉઠયાં ત્યાં સાતે પાતાળરે, ગુમાની. ૩૧ ધરા ધ્રુજવા લાગી સળકયો શેષરે, ગુમાની. સુકયો સાગર જયમ લુંટાયા દેશરે,

ગુમાની. ૩૨ વરસ્યો રમતાં રક્ત તણો વરસાદરે, ગુમાની. થાવા લાગ્યા આકાશે ઉતપાતરે, ગુમાની. ૩૩ ભાવી પ્રબળ ન કોઇને સુઝે લેશરે, ગુમાની. પાસા પડતાં દ્રૌપદી હાર્યો નરેશરે, ગુમાની. ૩૪ પાંચે પાંડવે ત્યાં મૂકયો નિશ્વાસરે, ગુમાની. ધરમ ઢળ્યા ધરણી ત્યાં પડીયો ત્રાસરે ગુમાની. ૩૫

વિશ્રામ—ત્રાસ પડયો તનમાં પછે, બોલ્યો કૈરવ રાયરે: જાઓ વિદુર વેગે કરી, લાવો દરૂપદ સુતાયરે. ભરી સભામાં એહની, માહરે લેવી લાજરે; વદે કુટીલ કહે તે કરે, દાસી થઇ ઘરકાજરે.

## કડવું ૫ મું—રાગ સીંધુ.

દુરમતીયા દુતે, આ સમે આ વેળા આણી; દુર્યોધન કહે દાસી કરવી, પાંડવની પટરાણી. દુરમતી૦ ટેક ૧ દુરયોધન કે પળો વિદુરને, પાંચાળીને લાવો; ભરી સભામાં માન મુકાવું, વળતી વેગે આવો. દુરમતી૦ ૨ ઓઝલ પડદામાં રહેનારી, તે સઉને દેખાડું; દિનદાસની દાસી કરીને, વેઠ વિષે વળગાડું. દુરમતી૦ ૩ વિદુર કહે પાંચાળિ પાવન, તે તમે તાત ન જોશો; કાળરાત્રિને કોપ કરાવી, કૈરવનું કુળ ખોશો. દુરમતી૦ ૪ દગો કરીને દચૂત રમાડી, ઘોળ ઘાલીયો ઘરમાં; લલાટમાં લખીયા તે ઉઘાડયા, કપુત કાળા કરમાં. દુરમતી. ૫ તેં જાણ્યું જે રાજરિદ્ધિ મેં, લીધી મંદિર મેડી; પણ સુખે ન સુવાયે વીરા,મહા મણીધર છંછેડી. દુરમતી૦ ૬ અંધપુત્ર તેં યજ્ઞ આદર્યો, નહીં તૃષ્ણા તુજ તરશી; આ અઘટિત કયાં આદરી બેઠો, વિવા વચમાં વરશી. દુરમતી૦ ૭ જે થકી અંત તમારો આવે, છાપ વિધિયે છાપી; મ્હોત માગવાને પગ ઘાલ્યો, પડી હેડયમાં પાપી. દુરમતી૦ ૮ પસ્તાવો પાછળથી પડશે, હાલ ગણે નહીં શું છે; તુચ્છ મતી તારા સરખા તે, પાણી પી ઘર પુછે. દુરમતી૦ ૯ અણચીંત્યુ આભામંડળ દુઃખ, તે માંથે ગડગડશે; પવન પુત્ર કોપે આ તુજને, ભોમી ભારે પડશે. દુરમતી૦ ૧૦ હાતરડાં ગળવાનો સુલભ, રાજ કેસો છો રસમાં; તેનાં ફળ પાછળથી લાગે, વાંતી કરતાં વસમાં. દુરમતી૦ ૧૧ સમીર સુતની રીસ નહિ રૂજે, જેમ ઘરમેનું ઘાયું; તજે ભાજે પીડા ઓઢી જયમ, સાપ છછુંદર સાહાવું. દુરમતી૦ ૧૨ કૈરવ કમળ તું

સાર પવનસુત પડતાં વણુશે વાડી કાળજડે કોવાડી હાથે વરણવનાં વળગાડી દુરમતી ૧૩ હંસમમનીને રાજરીડ્ય, હાર્યાં પાંડુ કુળ ભોળુ; તે તાહરી આકરષી નાવે, જ્યમ કીડી મુખ કોળુ; દુરમતી. ૧૪ પાંડુ પુત્ર સઉ પ્રપંચ સમજે, વણુ આવ્યા મુજ તેડે; તુ કુમતી તે પુંઠે પડયો છું, જેમ કળિ નળ કેડે દુરમતિ ૧૫ નવનીત મળે લાખ વરસ જે લંપટ વારી વલોવે છે કહેવત કે છેવટ નીકળે કાદવ કોઠી ઘોયે દુરમતી ૧૬ રહ્યા યુધિષ્ઠિર આમન્યાથી બળિયા બીડયા શીડયા કુરૂ કુળ પાતન કરવા કીધી પેટ ચોળીને પીડા ૧૭ રમ્યાં જમ્યાંને રિદ્ધિ વહેંચી કોશાધિપ થઇ બેસી મંદમતી મારૂં છું તેને પાળી પેટમાં પેસી દુરમતી ૧૮ તંત કરી તેડાવી તેને દુત તણી મતી આપી શું સારૂ તારૂ થાશે એ સાધુને સતાપી દુરમતી ૧૯ સોંપ સમૃદ્ધિ પાછી ને પડ શરણ ધરમને રહેવું નથી જતો હું પડશે તાહરે જેવું વાઢયું તે વહેવું દુરમતી. ૨૦

વિશ્રામ—વહેવું પડશે તે સુણી કોપ્યો કૌરવ રાયરે પ્રેર્યો ચારને તેડવા દ્રુપદી પાસે જાયરે ૧ રંગ મોહોલમાં જ્યાં સતી ચારે કર્યો પ્રણામરે કવિ વિચીક્ષણ ત્યાં વદે કહેવું અઘટિત કામરે ૨

## કડવું ૬ ઠું—રાગ કેદારો ગોડી

કિંકર કરગરીરે વદિયો દ્રુપદ સુતા સંગાથ મહીપતે મોકલ્યોરે મુજપર ક્રોધ ન કરશો માત રાજ સભામાં આજ કૃપા કરો ટેક. ૧ વિપરીત વારતારે કહેવી જક્ત જનુંની પાસ પાપી પેટનીરે પીડા દોહ્યલ જીવ્યું દાસ રાજ સભામાં આજ કૃપા કરો. ૨ આંસુ આંખ્યમાંરે થર થર કંપે પાય ગદ ગદ્ કંઠ થઇરે કુવચન કયમ તમને કહેવાય રાજ્ય સભા. ૩ કૌરવના પતીરે તેમણે ધરમને તેડી પાસ દ્યુત રમાડીનેરે કીધા દાંમ ખરીદે દાસ રાજ્ય સભા. ૪ સંપતી સૌ હરીરે હરવ્યા રાજપાટ ભંડાર ચાંમર છત્રનેરે દેહ સહીત જે નૌતમદ્વાર રાજ્ય સભા. ૫ ગજરથ ઘોડલારે મણી મુક્તાફળ ધરતી ધામ સ્થાવર જંગમરે હાર્યાં તમ સહીત તમામ રાજ્ય સભા. ૬ મહીપતી મનમાંરે અનુચીત ભાસે ભળ્યો વિકાર તાકિદે તેડાવેરે પ્રેર્યો કહુ છું થઇ લાચાર રાજ્ય સભા. ૭ રસના છેદવારે સરખાં વિપરીત કેવાં વેણુ કિંકરની ક્તીરે ધિક ધિક કહીને ઢાળ્યાં નેણુ રાજ્ય સભામાં. ૮

મરવું મેરથીરે, કરવો સુલભ વનમાં વાસ; વઢવું વાઘશુરે, પણ દુઃખ દારૂણ થાવું દાસ; રાજ સભામાં. ૯ અર્ધનીશા સમેરે, કહે તે તાકીદે કરવું કામ; રંજન રાખવારે, લેવો દાસાતણુ કરી દામ; રાજ સભામાં. ૧૦ વાર વધુ થશેરે, કરશે કોપ તે કૈરવ રાય; તાકીદ તેમનીરે, મેમાંના તમને કહેવાય; રાજ્ય સભામાં. ૧૧ સુણીને ત્યાં સતીરે, ચતુરા વદિયાં ચરની સાથ; વિરા વિનતીરે, ત્યાં શું ન મળે મારા નાથ; રાજ્ય સભામાં. ૧૨ લાગે લોકમાંરે, સ્ત્રીને જતાં સભામાં લાજ; કંથ કહ્યા વિનારે, ન પણ જો તન થાયે તાજ; રાજ્ય સભા. ૧૩ ન રમે નાથજીરે, ઘુતક્રિયાના દક્ષજ દાવ; થાય નહિ કાળેકોરે, ભુપની સાથ રમવાના ભાવ; રાજ સભા. ૧૪ હિયેર માહારારે, ભારી ભરત ખંડના રાય; ભિશ્મ સ્વસુર ત્યાંરે, આળ ના ઇંદ્ર સરીખે થાય; રાજ સભામાં ૧૫ દ્રોણ ગુરૂ ત્યાંરે, બેઠા કૃપાચાર્ય બળધિશ; આરત્ય હોયતોરે, સ્વામી કાજ સમરપું શીશ; રાજ સભા. ૧૬ દ્યુત રમ્યા પતીરે, તોહું હારી વાર હજાર; વિરા કે જઇરે, પુરપતી પાસે આ પોકાર; રાજ સભા. ૧૭ સેવક સંચર્યોરે, મહિપતીને માંડી કહી વાત; અધિપતી ઉઠીનેરે, મારી લંપટ કહીને લાત; રાજ્ય સભા. ૧૮ તાકીદે તેડવારે, તુજને પાપી પ્રેર્યો તાંહ; કામ કર્યા વિનારે, આવ્યો અંધ ફરીને આંહ; રાજ સભા. ૧૯ પાછ્ય પાછો ફરીરે, લંપટ વેગે તેડી લાવ્ય; કામની કેશ ગ્રહીરે, આકર્ષિ મુજ પાસે આવ્ય; રાજ સભા ૨૦

વિશ્રામ—આવ્ય કામની કેશગ્રહી, લાવ્ય સભાની માંહ્યરે; ભાષણ સાંભળી ભુપનાં, વદિયા ભિશ્મજ તાંહ્યરે; ૧ પવિત્ર પાંચાળિ સતી, સભા વિશે માં આંણયરે; કવિ રસીક તે પક્ષમાં, લાવ્યે ન મળે વ્હાંણરે. ૨

## કડવું ૭ મું—રાગ ગોડી.

ભણે ભીશ્મ સુણો ભુપાળ, રેરઢિયાળા રાણા; પ્રગટાવ્ય માં પાવક જ્વાળ, રેરઢિયાળા. ૧ કાળ રાત્રિયે કરશેરે કોપ, રેરઢિયાળા; થાશે કૈરવ કુળનોરે લોપ, રેરઢિયાળા. ૨ ખોશો રાજ રિદ્ધિભંડાર, રેરઢિયાળા; પીડા પામશો અપરમપાર, રેરઢિયાળા. ૩ કરવા બેઠા તું કાળોરે કેર, રેરઢિયાળા; વહાલાં સાથ વસાવ્યુંરે વેર, રેરઢિયાળા. ૪ નથી ભાળ્યો તેં ભીમનો ક્રોધ, રેરઢિયાળા; ધાકે ધ્રુજી અરે મહાજોધ, રેરઢિયાળા. ૫ ભીમ નહિ રાખે

ધરમનો ભાર, રેરઢિયાળા; શત બંધુનો કરશે સંહાર, રેરઢિયાળા. ૬ દિન હોહલા તારારે જાણ, રેરઢિયાળા; મારી વિનતી ઉરમાંરે આણ, રેરઢિયાળા. ૭ કરશો કલેશમાં જીવનું રે જાન, રેરઢિયાળા; રોતી મુકશો માતને રાન, રેરઢિયાળા. ૮ જરાસંધના લીધારે પ્રાણ, રેરઢિયાળા; તે પાસે ગજુ તારૂ કોણ, રેરઢિયાળા. ૯ પાંડુ પુત્રને જીતીરે જાય, રેરઢિયાળા; તેને શ્રી હરીની પુંઠળ સાય, રેરઢિયાળા. ૧૦ તેં જો ચપળાના તાંણ્યારે ચીર, રરેઢિયાળા; તારાં બળિયાં પિંજાશેરે વીર, રેરઢિયાળા. ૧૧ તરવું સાત સાગરનું રે નીર, રેરઢિયાળા; બળે ના મળે પેલીરે તીર, રેરઢિયાળા. ૧૨ આભ ઉંડળમાં ન ભરાય, રેરઢિયાળા; કોળું કિટથી કેમ ગળાય, રેરઢિયાળા. ૧૩ પત્નિ પાંડવની જે કહેવાય, રેરઢિયાળા; કાળે સામી કટાક્ષ ન થાય, રેરઢિયાળા. ૧૪ મરણ માગવાનું જેને મન રેરઢિયાળા, તેજ ઝાંખશે જુવતીનું તંન, રેરઢિયાળા. ૧૫ લાગુ તાત હું તારે પાય, રેરિઢયાળા; સતી તેડ તું માં આ સભાય, રેરઢિયાળા. ૧૬ લાજવંત સુકુળની એ બાળ, રેરઢિયાળા; પીડે પૃથ્વી પળે પાતાળ, રેરઢિયાળા. ૧૭ દેવો મણીધર દરમાંરે હાથ, રેરઢિયાળા; કયમ કુશળ રહે કૌરવ નાથ, રેરઢિયાળા.૧૮ વાઢાં વહેશો કહ્યું કરી બિજ, રેરઢિયાળા; ઓર્યાં ઉગશે કંટક બીજ, રેરઢિયાળા. ૧૯ ખાડો ખોદે પડશે પ્રમાણ, રેરઢિયાળા; કે સૌ લેશો પ્રજાનારે પ્રાણ, રેરઢિયાળા. ૨૦

વિશ્રામ—પ્રાણ પ્રજાના પુરપતી, ખોશો થશો ખુવારરે: મંદમતી માન્યુ નહી, પુનઃ પ્રેર્યો ચારરે. ૧ શીઘ્ર પળો સતીને કહે, તેડે ભુપ સભાયરે; નિરખી ત્યાં દુતને સતી, મહા મનમાં મુંઝાયરે. ૨

## કડવું ૮ મું—રાગ જંગલો.

દગાયુત રમાડી કયાં કીધારે, હિયેરીયા; લુંટી કુંતા કુંવરને લીધારે, હીયેરીયા. ટેક ૧ વિરા વાત ખરી વદો, હાર્યા ધરમ કુંમાર; મૈહેરીયો તું મારો, બીજો એક નથી આધારરે; હિયેરીયા દગા. લુંટી.૨ ચાર ભરી ચક્ષુ કહે, ધરમે હાર્યાં નેણ; અધિપતી બેઠા ઉઅરે, તે મેં તમને ના કહેવાયે ચેણરે; હિયેરીયા, દગા; લુંટી. ૩ સતી કહે સેવક થયો, ભ્રષ્ટમતી ભુપાળ; કંથ કપટમાં નાંખીને, મારાં લીધાં મંદિર માળરે, હિયેરીયા; દગા, લુંટી.

૪ જક્ત જીતીને લાવીયા, અલખત અપરમપાર; તે વેરીને વશ પડયા, મારા ભારી ભર્યા ભંડારરે; હિયેરીયા, દગા; લુંટી. ૫ તંત કરી તેડાવીયો, દુઃખ દેવાને કાજ; ફોગટ ફંદે નાંખીને, હરી લીધું અમારૂં રાજ્યરે; હિયેરીયા. ૬ વતન વછોડા વિકરી, અળગાં અમને કહાડયાં; દુરમતી દેખી ના ઠર્યો, ખોળી ખુંણે ખાતર પાડયાંરે; હિયેરીયા, દગા; લુંટી. ૭ ધોળે હાડે લુંટ તે, ન કરે કાઠી કોળી; ધરમ અધર્મથી હારીયા, મારે હૈયે ધિકે હોળીરે; હો હિયેરીઆ, દગા; લુંટી. ૮ કુમતી કોણ તુને મળ્યા, કે માંહે મદિરા પીધી; મળવા તેડી મહીપતી, કયાં તેં કાળજે કાતર દીધીરે; હિયેરીયા, દગા; લુંટી. ૯ ફીયા ફીયા કાળનાં વેરવી, ઝાઝુ તુજમાં ઝેર; ગરદન મારી ગરીબને, હવે સાથે લાગાં કર ઠેર રે; હિયરીયા, દગા; લુંટી. ૧૦ ભોળા મુજ ભરથારને, તમે દગો દેનાર; તમને કરવા ના ઘટે, મારા શોભિતા શણગારરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૧ લાખા ગ્રહે લગાડીયો, ઊગાર્યો અવિનાશ; પવન પુત્ર પરવશ પડયા, હવે શી ઉગર્યાની આશરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૨ સુકુમાર સ્વામી સઉ, કયમ પરવશ રહેવાશે; દાસી તણું દુઃખ દોહલુ, વેરીડા હવે કેમ વેઠાશેરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૩ કષ્ટ કંથનું સાંભળી, જાણે જીવને કાઢું; ઢાંકી ધિકુ છું ઘણી, કયાં જઇ કાળજુ દેખાડુરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૪ આ વેળા નહી વીસરે, લેખ લખાયા હૈયે; નિરદે તારા નગ્રમાં, અમે પાણી પીવા નહિ રહીએ; હિયેરીયા, દગા; લુંટી. ૧૫ નાથ નરાળિ પુંઠના, નાખ્યા ઠાગે ઠેલી; ધરમ કુંવરને ધુતતાં, તુંને હૈવે દયાના મેલીરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૬ આંણુ અંતકનું ભલુ, ન રૂચે રાજ સભાય; મારૂ મૈયેર સાસરૂ, તારી પાસ પળે લજવાયરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૭ ધારણ ધીંગી ધરમની, તે ઓતાળિ દીધી; પુરૂશોત્તમ પાસે નથી, લાગ જોઇને તે લજ્જા લીધીરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૮ વરસ પડયાં સઉ વાટમાં, તરૂણી તેડે તાંહ્ય; ધરમ મુને હારે નહિ, માટે બેઠી છું મંદિરમાંયરે; હિયેરીયા, દગા; લુંટી. ૧૯ રાજસુતા રૂદન કરે, પતી દુઃખે પીડાય; રજસ્વળા રંભોરૂને, દેખી ચારને ચીંતા થાયરે; હિયેરીયા, દગા; લુંટી. ૨૦

વિશ્રામ—થાય ચીંતા જો ચારને, કિંકર વદે વચનરે; આઇ પળે સરસીજ સભા, કરે કોપ રાજનરે. ૧ કીંકરનો જીવ કઠણ, અનુચીત કરવાં કામરે; કહે પ્રભુ સંભારતી, વદે સતી તે ઠામરે. ૨

## કડવું ૯ મું—રાગ મારૂ.

ભણે ભામનીરે, વિરા સાંભળ મારી વિનતી; ભિશ્મ વિદુરનેરે, પડખે બેઠા છે મારા પતી ૧ તુને તેડવારે, મહીપતે કયમ કરી મોકલ્યો; કોયે વારીયોરે, ના કેયે નરપતી ના ખળો. ૨ ચાર ચતુર છેરે, વળતી સતી સાથે વદે; ગુરૂને ના ગણેરે, મહિપતી માત ભર્યો મદે. ૩ પાંડુ પુત્ર ત્યાંરે, દ્રષ્ટી અધો કરીને ઠર્યા; વદી ના શકેરે, ચીત્ર વિશે જમ ચીતર્યા. ૪ ભિશ્મ વિદુરનુંરે, ભુપ વચન એ ના ગણે; બીજી સહુ સભારે, ભુપતીને ગમતું ભણે. ૫ કર્ણ શકુનીનેરે, ભુપતી સ્વામિન સર્વદા; ધારી તેમણેરે, આપને દેવાની આપદા. ૬ જેમ સુર્યનારે, તેજમાં તારા છુપાય છે; એમ અધિપતીરે, ઓથમાં સર્વ લેવાય છે. ૭ સમદરશી ત્યાંરે, સર્વ સભા ત્યાં જણાય છે; ન્યાય શકુનીનેરે, કરણ કહે તે થાય છે. ૮ ભિસ્મ વિદુરનોરે, ભાર ભુપની પાસે નથી; સતી તમ તણેરે, ધરમ ત્યાં નહિ રહે સર્વથી. ૯ કાગ વૃંદમાંરે, હંસનીશા ભેગો રહ્યો; ચોરી ચપળાનેરે, હંસની હારીને ગયો. ૧૦ તે વાત કરતીરે, માત ત્યાં તમને તેડાવશે; તેવે ટાંણે ત્યાંરે, શ્રીહરી જાણે હજી શું થશે. ૧૧ નેત્ર હીતજરે, નરપતી મંત્રી વિનામતી; તમને તે સ્થળેરે, ઇચ્છે છે ઉત્તર ઘો સતી. ૧૨ દ્રૌપદિ વદેરે, વિરા તમો વેગે વળો; હું નહી આવું ત્યાંરે, છેવટ કહું પાછા પળો. ૧૩ ચાર ચતુર ત્યાંરે, પ્રણમીને તરત પાછો ગયો; સમાચારજરે, સરવે સભા મધ્યે કહ્યો. ૧૪ ભુપતી સુણોરે, પાંડવની પત્નિ સતી; ના આવે આ સ્થળેરે, કર ન ગ્રેવાય કિંકરવતી. ૧૫ માટે મુજનેરે, આજ્ઞા માં કરશો ફરી; મુકી આ સ્થળેરે, રાજ્ય તમારી ચાકરી. ૧૬ ભીમસેનનારે, ભય થકી હું અડધો થયો; ધાકે ધ્રુજતોરે, પ્રાણ વનો થઇને ગયો. ૧૭ ભુપે ધારીયુંરે, ભીમની ભિતીથી ના ટળ્યો; બેશી કંઇક રહીરે, પામર તરત પાછો વળ્યો; ૧૮ બીડુ ભુપતેરે, સકળ સભામાં ફેરવ્યું; તેને તાંણીનેરે, લાવે તો આ ધન ઠેરવ્યું. ૧૯ દેખી હામનેરે, અનુચર ઉઠવા જાય છે; ભીમ ભાળતાંરે, ગાત્ર શીથીલ તેનાં થાય છે. ૨૦ ભાળી ચોમગાંરે, પવન પુત્ર ખંખારતા; ચાર ચંપાણારે, કો નથી ઉઠવું ધારતા. ૨૧ લઘુ કાજ કોરે, વસ્ત્ર પલળેને કો ટકે; ભીમ ભય થકીરે, ઉઠી સભામાં કો ના શકે. ૨૨ જાણે હારીયારે, ભુપનું ભાશણ સાંખશે; જોય તેનીરે, મુછો એમ રડી નાંખશે. ૨૩ ત્રીજી

વારનીરે, થાળી સભા મધ્યે ફરો; કાંમ કપટતૈરે, કોયે નજર ત્યાં ના કરી. ૨૪ ભુપે ભાળ્યું ત્યારે, જોયુ કાઇ ના ઉઠી શકે; ત્યાં દુઃશાસનરે, ગરજી ઊઠયો તેવી તકે. ૨૫ દુર્યોધન કહેરે, ભાઇ વિના નાવે ભાંમની; તાંણી લાવ તું રે, કેશ ગ્રહીને એ કાંમની. ૨૬ મોરી માતનેરે, ના જાણે ધાવતાં બાળુવાં; સીંહ શબ પાસેરે, સામું ન ભાળે શીયાળવાં. ૨૭ તેમ પાંડુનારે, પુત્ર છે નીરબળ છતાં; પુત્ર પરાક્રમેરે, અનુચર ભાળી નથી જતા. ૨૮ તેથી જઇ તમેરે, લાવો કહેતાં વેગે વળ્યો; જાણે ધસમશોરે, જીવ લેવાજ માર્યો ગયો. ૨૯ દેખી દુરથીરે, ફાળ પેટમાં પડી; ભાળી ભાંમનીરે; હીણુ-મત્યે મુકી હડી. ૩૦ ત્રાસી તારૂણીરે, ગાંધારી પાસે ગઇ ધ્રુજે થરથરરે; પ્રાણુ-વની પોતે થઇ. ૩૧ માત મુજનેરે ઉગારો એમ કહી લટે; ઓ હિયેરીઆ-જીરે, આ તમને કરવું ઘટે. ૩૨ એમ કરતા મેરે, પાપી તે પાસેરે આવિયો; હવે કયાં જઉરે, ગોરીયે જીવ ગભરાવીઓ. ૩૩ જ્યમ બિડાલનેરે, દરશી પીડયા પામે પોપટી; તમ દુષ્ટથીરે, ગવની ગજેંદ્ર ઘટી. ૩૪ વિશધર થકીરે, દિપક ઝાંખો થાય છે; તમ તે થકીરે, સુંદરી તે સંકુચાય છે. ૩૫ પછી પરણુમીરે, ખાંતીલી ખોળા પાથરી; ઝુકયો ઝાલવારે, જેમ કુરંગીને કેસરી. ૩૬ અડો મા મુનેરે, પ્રેમી હિયેરીયા પાતળા; પરા રહો તમેરે, રાજવી હું છું રજસ્વળા. ૩૭ ૨૯ લાગી ત્યાંરે, રંભોરૂ કેરા રૂપની; સત્તી ટળવ-ળેરે, દુષ્ટને ન દયા ઉપજી. ૩૮ ધ્રુજે થરથરરે, સુરભિ કસાઇને બારણે; તેમ તારૂણીરે, કંપે કુળતીને કારણે. ૩૯ ઝુકી ઝડપથીરે, ચતુરાનો ચોટલો ત્યાં સહ્યો; કેશાકર્ષિનેરે, ટળવળતી તાણી ગયો. ૪૦

વિશ્રામ—ગયો તાણી તે તારૂણી, અજાસિંહ જેમ સાહ્યરે; એક વસ્ત્ર વિનતા કને, કોમળ કુસુમથી કાયરે. ૧ ત્રાસ ઉપજે લોકત્રી, અબળા કરે આક્રંદરે; વીડ ભજન સમજી સમો, ધાર્યો દેવકીનંદરે.

## કડવું ૧૦ મું—રાગ બિહાગ.

દયારે ના આવી એ દુષ્ટને, કરે પત્ની પોકાર; કંથ દુખે કરમૈ તણું, આંખે આંસુની ધાર; દયારે ના આવી એ દુષ્ટને ટેક. ૧ અબળા હીંડે અખડઇ પડે, ખેંચે કુમતીરે કેશ; ધરતી ધ્રુજે કાળી કષ્ટમાં, કંપ્યું સ્વર-ગ ને શેશ, દયારે ના. ૨ નગવાસી નરનારીઓ, જોવા મળીયારે જંન્ય ...

શીને દુઃખ દારા તણું, તપ્યાં સઉનાંરે તંન; દયારે ના. ૩ કાળ કટાક્ષથી કંપતા, પતિ પંચ પ્રમાણી; ભાવિ અચળ ભગવાનની, તેની આ વેળા આણી; દયારે ના. ૪ કુસુમ કળે વરે ખુંચતાં, એવી કોમળ કાય; રોડાની પેઠે તે રડવડે, પીડે કાંકરા પાય; દયારે ના. ૫ કનક લતાવત કામની, કેશ શેશ સમાન; વિનતાનાં વૃંદ સાંભળી રૂવે, ટળો સુધનેરે સાંન; દયારે. ૬ રોઇ રોઇ રાતીરે આંખડી, તાણી તાડતો જાય; અબળાને લાવી ઉભી કરી, જ્યાં છે રાજ સભાય, દયારે ના. ૭ ચીરતે શીરથી ખશી ગયો, કાઢેલાજ તે કેમ; ચંડાળે સાહ્યોરે ચોટલો, જીવ જમરાયે જેમ; દયારે. ૮ ભિશ્મ વિદુર ધૃતરાષ્ટને, કન્યા કરગરે ત્યાંય; તમ છતાં પીડી પાપી મુંને, આણી આ સ્થળમાંય, દયારે. ૯ અઘટિત અધમ એ આચરે, તમે વારોને કોઈ; સાંધ્ય સભાસદ શું થયા, લાજ તમ તણી ખોઈ; દયારે. ૧૦ કુળ વગોવાશે કુરૂ તણું, થાશો તરણાથી તુચ્છ; વૃદ્ધ વગોવાશો તમે, મુખે લાજશે મુચ્છ; દયારે.૧૧ મૈયેર પાસે નહિ માહરૂ, કરૂં કયાં જઇ પોકારરે; દયુતમાં દીન થઇ ગયા, ભય હર ભરથાર; દયારે. ૧૨ દુરમતિ દુઃશાસન કહે, પતી પંચને છાંડ; ભજ દુર્યોધન ભુપને, ગમતું ઘર માંડ; ૧૩ એ વિના કોઇ નથી આ સમે, તુને છોડાવે આમ; વિભુને તું વરી હોતતો, આવું થાત નહી કામ; દયારે. ૧૪ અચળ હેવાતણુ આપવા, રાણી કરશે આ રાય; સૌ રહે હિયેર તારી સાયમાં, માન મોટેરૂ થાય; દયારે. ૧૫ પડદામાં રહો પટરાણી થઇ, કરો લીલા લહેર; પરહરી પાંડુના પુત્રને, ચુડો અતુરનો પેર; દયારે. ૧૬ કરણુ કે જોડ જુમતે મળી, પ્રગટયું પુરવનું પુન્ય; રાય રાખે જો કૃપા કરી, તો રહે નહિ કશી નુંન્ય; દયારે. ૧૭ રોતી કહે ભિશ્મને ભામની, તમો બેડે આ થાય; અલકનંદાની ઇજ્જત ઘટે, વસુ વંશ લજાય; દયારે. ૧૮ નીરબળ કંથ મારા થયા, તે સાંભળવાનું થાય, પવન પુત્ર પરા હોતતો, વાંકુ કયમ વદાય; દયારે. ૧૯ ભિસ્મ કે ધરમે હારી તુને, નથી મારો ઉપાય; શ્રીહરિ છે તારી સાહ્યમાં, એનું કરમ કહેવાય; દયારે. ૨૦

વિશ્રામ—કહેવાય કરમ કૌરવ તણું, એ ફળ આગળ થાયરે; તારા વિના આ અંધનું, જડમુળ ન જાયરે. ૧ દુર્યોધનને શાપ દ્યો, લાગે સહુને લેશરે; ધણી ધરે ધાર્યા વિના, કાળે ન ટુટે કેશરે. ૨

## કડવું ૧૧ મું—રાગ આશાવરી.

વૈશંપાયન વળતીરે બોલ્યા, સુણ જનમેજય રાય; કેશાકર્ષણ દુષ્ટ કરેને, પાંચાળી પીડાય. ૧ કેશ મુકો નહિ નાસી જાવું, ચીર ખશી શીર જાય; પ્રાણ પંડમાં રહેતા સુધી, શરમાય સાધ્વી નાર; પંકજ સરખાં પડતાં બિંદુ, ધસીઆં સુવે ધરણી; પરમ સતી પીડાય તમ, જયમ પારધિ પાસે હરણી. ૩ નરપતિ સામું શીશ નમાવી, નીરદયે રાખી નારી; અધો દ્રષ્ટ અકળાયે અબળા, કોણ શકે ત્યાં વારી. ૪ વિલાપ વિનતાના સાંભળીને, ફડ ફડી ઉઠયા કાન; કરી ગર્જના કોપી બોલ્યો, પવન પુત્ર બળવાન. ૫ સ્થંભ સભાના ગડગડી ઉઠયા, ધરા ધ્રુજવા લાગી; દિગજ દશ ડોલ્યા કર પટકયે, ક્રોડય કુમની ભાગી ૬ ભીમસેન કે પત્ની પીડો, કાળ તમારા ખુટયા; આ અધર્મ નજરે નરખો છો, કેમ કરમના ફુટયા. ૭ કેશ છોડ કન્યાના પાપી, છેટે રહે છળ છોડી; નહિતો અણુ અદલ ખુટયે તુજ, તાળવું નાખીશ તોડી. ૮ જડ નહિતો તારી જનીતાને, હાલ ઉચક્રી લાવું; નગ્ન કરીને ઊંધે માથે, લંપટ જો લટકાવું. ૯ રમ્યા યુધિષ્ઠિર દ્યુત દગાથી, ગયા હરીફ નહિ હારી; તેમ છતાં પત્નીને પીડે, જે સૌ સહીયારી.૧૦ તારા ઘરની સર્વ તારૂણી, હવડાં હાકી લાવું; એક દ્રૌપદી બદલે સઉને નીરલજ નાચ કરાવું. ૧૧ કુમતી તુજને કોઈ ન પુછે, જે પર પીડે નારી; સરવ સભા સંહારૂ વળતી, વાત કરે કહે તારી. ૧૨ ધરમ પુત્ર સમીરસુતને, બંધવ કરો ક્ષમાય; કરો કોપ જે તમે તપીને, પણ મારૂ સત્ય જાય. ૧૩ ટાળુ સત્ય કે ભીમ તમારૂ, જેનું બળ ના ચાલ્યું; દયુત રમ્યા ડાહાપણ મે જોયુ, જ્ઞાની થૈ ઘર ઘાલ્યું. ૧૪ અગ્નિ લાગ્ય ઊઠી અર્જુન આ, જુવે સભાનો સાથ; દયુત રમ્યો તે દહન કરૂ હું, હાલ ધરમનો હાથ. ૧૫ પારથ કહેરે પવન પુત્ર આ, નથી ધરમનો વાંક; થવા કાળ થાયે જે નીરમ્યા, અચળ વિધીના આંક ૧૬ કોણ વિધિ કહે પવન પુત્ર એ, જે મુજને દરસાવું; અધટીત હાવાં કરમ કરે નહિ, તેની ખોડ ભુલાવું. ૧૭ ધરમ પુત્ર પ્રણમે સામદને, લાગ્યા ગુણી ગભરાવા; પવન પુત્ર કયાં બેઠો તું અહીં, મારૂ માપ ગુમાવા. ૧૮ તું કોપ્યો તો પ્રાણ તજી શકું, શીશ પડે તે સેહેવું; સત્ય માટે આ સહ-નજ કરવું, જયમ રાખે ત્યમ રહેવું.૧૯ ભીમસેન ના મુન્ય થયો ને ઉરમાં ક્રોધ અપાર; ત્રાસ પામીયા જાણે કરશે, સકળ સભા સંહાર. ૨૦ ધૃતરાષ્ટ્ર

સુત એમ વદે જે, વીકર્ણ જેનું નામ; સભાસદો કેમ મુન્યથયા થૈ, સઉની મતિ હરામ. ૨૧ બળાતકાળે ધરમ પુત્રને દુષ્ટે દયુત રમાડયા, નથી દ્રૌપદી ધરમ હારીયા, ફોગટ ફંદે પાડયા. ૨૨ ભિશ્મ દ્રોણને કૃપા વિદુરજી, ધરમ પખેના ધાયા; મહા અધમ મહિપતિની ઓથે, લંપટ સરવ લપાયા. ૨૩ વણ વાંકે સતી જે સંતાપે, તેનું એ ફળ થાશે; થોડા દિનમાં કૌરવનું કુળ, ખડતાળે ખોદાશે. ૨૪ રવીનંદન વળતો વદિયો કે, શઠ શું સમજી બોલે; વણ બોલાવ્યો વાત કરે તે, થઇ તરણાને તોલે. ૨૫ સકળ સભા જોતાં શ્રી હાર્યા, પાછી કેમ અપાય; ન્યાય નિબંધતણી રીતી તે, એજ આચરે રાય. ૨૬ કૌરવ કુળમાં કલંક લાગ્યું, મેલ્યો છેડો માંથે; ગજબ કર્યો ગુણકાથી ભોગવે, પાંચ પુરૂષને સાથે. ૨૭ વસ્ત્ર વિના ઉભી રાખી રહે, લંપટને શી લાજ; દુરીયોધન કે અંબર સઉનાં, કરાવ્ય તાકીદે તાજ. ૨૮ નવી નાયકા નગ્ન કરીને, મારી પાસ નચાવો; કપટ સભામાં ચીર ધર્યો તો, તે તાણીને લાવો. ૨૯ ધરમ પુત્ર આદે પટ કાઢી, દુઃશાસને ત્યાં લીધાં; એક એક પહેરણને અરથે, દુઃશાસને ત્યાં દીધાં. ૩૦ વસ્ત્રાભુષણ સરવેનાં ત્યાં, કપટ કરીને લીધાં; પાંડુ પુત્ર પાંમરવત કીધા ને દારૂણ દુઃખ દીધાં. ૩૧ અનાથ સરખા અધોદ્રષ્ટીએ, બેઠા પંચેવિર; દુર્યોધન કે કાઢ વીર તું, આ ચપળાનાં ચીર. ૩૨

વિશ્રામ—ચીર કાઢ ચપળા તણાં, નિરખે સકળ સભાયરે, દ્રુપદ સુતા એકેપટે, રોતી રજસ્વળાયરે. ૧ અંતરયામી આ સમો, કયાંથી કાઢયો આજરે; કર જોડી સતી ત્યાં સ્તવે, લક્ષ્મી વર કર લાજરે. ૨

## કડવું ૧૨ મું—રાગ નટ.

હરી મુને આ સમે કેમ વીસારી. દયાનીધિ દાસી છું દીન તમારી; હરી મુને આ સમે કેમ વિસારી. ટેક. ૧ વહાલા વેગે વિકટ વેળા કયાંથી કાઢી, કાળજામાં કાતર કૌરવેરે લગાડી; પ્રભુ મુને પાપીના પાશમાં નાખી, હરી મુને; દયાનીધિ. ૨ અધમ અરી અંબર મારૂં સાહે, બાનું બળવંત તમારૂં લજાશે; પછી કોણ ધરમને મારગે ધાશે, હરી; દયા. ૩ પીડા પામુ જ્યારે કરમને પાપે, ધણી વિના કોણ ધીરજ મને આપે; દારૂણ દુઃખ દાસીનું કોણ આ કાપે, હરી; દયા. ૪ વેરી મળ્યાં વાયસ વૃંદ અનેક, કુશળ

તેમાં કેમ રહે ફિર વધુ એક; ત્રિકમ મારો જાળવજો તમે ટેક, હરી; દયા. ૫ હરી હું તો ન ઠરી કોઇ ઠેકાણે, હરી હું તો લીધી જઉં છું રે લાણે; અમુઝણ આપ વિના કોણ જાણે, હરી; દયા. ૬ નથીરે બળ સાધન ભક્તિનું સારૂં, પડી પીડા પાશમાં તમને પોકારૂ; ગજુ નથી સંકટ સહેવાનું મારૂ, હરી; દયા. ૭ કરમ કર્યા કયારે જનમનાં નડીયાં, જાયર દુઃખ ભોગવીને શીદ પડીયાં; અટાટ આ અણચીંતવ્યાં કયાંથી પડીયાં, હરી; દયા ૮ સ્વામીરે હું શી સ્નધરમ ચાલતી ચુકી, આણીરે મુને ધરમના દ્રોહીની ઢુકી; વહાલા કાયે વાંકે વીસારીરે મુકી. હરી; દયા. ૯ હરી હવે હીમત કેમ કરીને ધારૂ, નથી બીજું બળ કરી બોલ્યાનું બારૂ; સાચવજયો શામળીયા સબંધનું લારૂ, હરી દયા; ૧૦ લીધાંરે પટ કુંતા કુંવરનાંરે કાઢી, અમીર સુતે અંગને એબ લગાડી; પ્રભુ મને તાડની ટોચથી પાડી, હરી; દયા. ૧૧ નથી કોઇ ત્રીકમ તમ વીના બેલી, સાસરીયાંયે શોકના સિંધુમાં ઠેલી; નથી સગાં માત પીતાને સાહેલી, હરી; દયા. ૧૨ ઉગાર્યા પાંડવ પ્રભુ પાવક ધારે, ગ્રાહ ગજ પાસે વિઠ્ઠલ ચઢયા વહારે; સ્થંભે થકી પ્રગટયા પ્રહ્લાદ પોકારે, હરી; દયા. ૧૩ સુદામાની સહાય કરી દુઃખ કાપ્યું, તેવું ધ્રુવને અચળ પદ આપ્યું; સંકટ હરનામ શ્રુતીયેંરે છાપ્યું, હરી; દયા. ૧૪ કેશવ મારી કરણી સામું નવ જોશો, અભાગણી અધમની ઇજત ખોશો; વેલો આ ના વણસે તમારોરે પોશ્યો, હરી; દયા.૧૫ આણુરે મુને આ રતે અધમનું આયુ, તેવુંરે મારા પેટમાં તેલ રેડાયું; શું જાણું જે સંગાથે કરમ કવાયુ, હરી; દયા. ૧૬ રિપુદળ દોહદશ રહી દુઃખ દેછે, પલક મારી કલપના સરખી વદે છે; ગરીબનીવાજ તમને ઘટે છે, હરી; દયા. ૧૭ પાપીરે મુને પારધી પેઠે પીડે છે, બોલાય નહિ બળ કરી વહન બીડે છે; ભુપતી મુને ભામની કરવા ભીડે છે, હરી; દયા. ૧૮ દયાળ છો કેમ દયા નવ લાવો, કૃપાનિધી કરૂણાના સાગર કહાવો; જુવો જરા દાસીપણાનો છે દાવો, હરી; દયા. ૧૯ દ્યુત રમી દુર કરી નીજ નાથે, હારી જેમ હરણી હરીનેરે હાથે; સાચો છે સબંધ શ્રીજી તમ સાથે, હરી; દયા. ૨૦ વગોણું આ વિશ્વમાં મારૂં થાશે, ત્રીકમ તે સૌ લાજ તમારીરે જાશે; સબળ જાણી શરણુ પછી કોણુ સહાશે, હરી, દયા. ૨૧ ભાગ્યાના છો ભેરૂ તમે ભગવંત, કર્યારે મુને કૌરવ કાળના દંત; ઉગારો આ અબળાનો આ-

વેલો અંત, હરી; દયા. ૨૨ રૂકમણીના રમણ ઓ ગીરીવરધારી, વહાલા મારી વાંકી વેળે ક્યાં વીસારી; રોકી રહી છે તમને નવલ કેઇ નારી, હરી; દયા. ૨૩ વ્યાપક તમે વિશ્વમાં છો ભરપુર, તારે હું તો હરજી તમારી હજુર; અંતરયામી ના રહો મારે ઉર, હરી, દયા. ૨૪ પાસે રહીને પાધરા ઇજત ખોશો, શશી સુર્ય નેત્રે કેશવ કેમ જોશો; પછી કયારે પરમ પીડ ચીત પ્રોશો, હરી; દયા. ૨૫ ઢાંકયું ઢીમ્યૂ અંગ શામનું સોહાયે, ઉઘાડયામાં અબળાની ઇજત જાય; કાળજડાનું દરદ તે કોને કહેવાય, હરી; દયા. ૨૬ વાટડી હું વહાલા જોઇને મન વાળુ, ચતુરભુજ ચૌદશ તમને નીહાળુ; તમો વિના વીકટ વિઘ્ન કેમ ટાળુ. હરી; દયા. ૨૭ પ્રભુરે મારે કરગરી કહેવાનું જોર, ગમે તેમ કરજોજી નવલ કિશોર; ધાજ્યો ધીર આણી કાળજડાની કોર, હરી; દયા. ૨૮

વિશ્રામ—કોર કાળજડાની તમે, આળસ મુકો આપરે; દયા સીંધુ દેવાય નહિ, મેં જમ સાથ જવાબરે. ૧ ભુપ તે ભાળી ભામની, કહે હર બંધુ ચીરરે; સતી પ્રભુ પોકારતી, નયણે ભરીયાં નીરરે. ૨

## કડવું ૧૩ મું—રાગ મલાર.

પાંચાળી પોકારેરે રેરેહો, ધાજો ધરણીધરારે. ટેક. વિકુલ વારે ચઢતાં જો વિલંબ તમને થાશે, કૌરવપતિ આ કોપ્યો તે વાયે વાત ભરાશે; પટ સહાશે તે વેળા મારો જીવ ફટકી જાશે, પાંચાળી; ધાજ્યો. ૧ ભ્રષ્ટ મતી ભુપતની ભગવંત ગમે તો ફેડો, તેમ નજરમાં નાવે તો તમ પાસે મુને તેડો; કુરૂ કુશાનું સળગ્યો શ્રીકૃષ્ણ કૃપાજળ રેડો, પાંચાળી; ધાજ્યો. ૨ સુરના સંકટ સારૂ મંદ્રાચળ મુળથી કહાડયો, ગોપકોપ ધન જાણીને ગોવરધન ઉંપાડયો; શંખાસુર પાધીને થઇ મીન મનોહર તાડયો, પાંચા; ધાજ્યો. ૩ વરાહ રૂપ ધરીને ઉરવીને ઉપર લાવ્યા, નૃસીંહ સ્થંભે પ્રગટી બાળકના શોક સમાવ્યા; મોહનીરૂપ ધરીને પીયુશ ગ્રહી ઘટ આવ્યા, પાંચા; ધાજ્યો. ૪ નાથ નીરાશ કરી શું હું હારી વાત નીહાળી, કુચ્છીત કરણી જોઈ મુને વિસારી વનમાળી; ગજ ગુણિકાને તાર્યાં મુને તેના પાકથી ટાળી, પાંચા; ધાજ્યો. ૫ પામર મુજને પીડે તે નહી રહે જુગમાં છાનું, તે ભેળુ લજવાશે બળવંત તમારૂં બાનું; કેમ પ્રથમ ના ખોળ્યું

પરબ્રહ્મ અમારૂં પાનું, પાંચા; ધાજ્યો. ૬ વિશ્વાસે વળગી રહી તેતર છોડી ટળવળતી, કર ઝાલીને કહાડો મુને વેણુ વન્હિમાં બળતી; આરત બંધુ જાણી હું હીંમતમાં ઉછળતી, પાંચા; ધાજ્યો. ૭ ખલક પતી જોઈ ખળીયા અપરાધ અપરમીત માહારા, રોયે લોચન રાતાં ઝળકે આતસ અંગારા; વનીતાને ત્યાં વહે છે બે આંખે આંસુ ધારા, પાંચા; ધાજ્યો. ૮ પનગારી પર બેસી ધાજ્યો દ્વારાપુર વાસી, શીઘ્ર શોધ લ્યો મારી બાનાનું બિરદ તપાસી; આ ટાણે ઉગારો છુ દીન તમારી દાસી, પાંચા; ધાજ્યો. ૯ કરૂણારસમાં ક્રીધાંતાં વચન ગોરીયે ગમતાં, આતુર ઉઠી ધાયા ભવતારણ ભોજન કરતાં; વસ્ત્ર કોટિ લઇ આવ્યા ગરૂડારૂઢની શીશ નમતાં, પાંચા; ધાજ્યો. ૧૦ રહ્યા અહર્ષે આવી શ્રી મુખે ત્યાં શ્વાસ ન માયે, પલવટ પીતાંબરની લડસડતી પાય ભરાયે; પુર્વે પરીક્ષીત કાજે જેમ ટાંકણે તક્ષક જાયે, પાંચા; ધાજ્યો. ૧૧ નરપતી કે કર નાગી તું કેમ બેઠો બંધવજી, એ કરૂણાના સિંધુ આ કેમ થાશે કેશવજી; જેમ ઘટે તેમ લજ્જા તમે જાળવજો જાદવજી, પાંચા; ધાજ્યો. ૧૨ આળસ મરડી ઉઠયો દુઃશાસન ઇજત લેવા સભા સાંખ્ય ભુપતને, નહિ સમર્થ શીક્ષા દેવા ત્રિકમજી તે ટાણે; ઉભા તેવડમાં તેવા, પાંચા ૧૩ થરથર જુવતી ધ્રુજે પાપીયે પલવટ સાહ્યો, વિલાપ વનિતા કરતાં ચતુરાનાં ચીર કહાડયાં; પટ સહાતા પહેલાં તો ધરણીધર તર્ત ધરાયો, પાંચા. ૪ દુર્યોધન કહે ધોળાં પટ પહેરી આવી લાડી, નગ્ન નીચને કર તું કુલટાનાં અંબર તાણી; તરત તાણતાં દીઠી ત્રીજી ત્યાં શેલા સાડી, પાંચા. ૧૫ તુચ્છ મતી કહે તાણી ત્રીજુ પટકુલ લે જ્યારે, ચોથો પહેર્યો દીઠો ચતુરાયે ચીર ત્યારે; તે આકરષણ કરતાં પરબ્રહ્મ પાંચમું ધારે, પાંચા. ૧૬ પાંચમું તે પટ તાણી અવનીપર મુકયું આવી, તરત પટોળી પહેલી પરમેશ્વરે ત્યાં પહેરાવી; તે તાણ્યું તવ ભાળુ જે લાડી લહેરીયુ લાવી, પાંચા.૧૭ સાતમુ છેવટ કાઢયું અબળાનું જોવા અંગ, આઠમું અધમે ભાળ્યું થાકયો પણ અરી ઉમંગ; નવમું નરપતે નીરખ્યુ જરીયાની ઝાઝે રંગે, પાંચા. ૧૮ અધમ ઉકેલે અંગે દુઃશાસન દસમું ભાળે, તે તાણીને ઢગલા વીભુની તે પાસે વાળે; ચતરૂભુજ ચીર પુરે ખુટી ન શકે કોઇ કાળે, પાંચા. ૧૯ એક એકથી ચઢતાં નવનવા રંગનાં ભાસે, તાણી તાણીને થાકે ને અગ ત્યારે તપાસે; ભુપતી સઉ ભય પામે તે

પવન પુત્રને ત્રાસે, પાંચા. ૨૦ કુમતી કોપ કરીને બે હાથે અંબર કહાડે, થોકેથોક લેઇ કિંકર પુરપતી પાસે પહોંચાડે; ડુંગર વળીયો દીઠો દુર્યોધને ધોળે દહાડે, પાંચા. ૨૧ અમુલ્ય અંબર ભાજ્યાં ત્યાં ભાત ભાતનાં ભાળી, સભા ભરી સાડીથી એક યોજનની વિસ્તારી; કહો કે પાંડવ પત્ની છે નરયાં વસ્ત્રની નારી, પાંચા. ૨૨ કહો કે ચીર ચતુરાનાં આકાશ થકી શું આવે, કો ભુમી ભણી ભાળે પાતાળ થકી પહેરાવે; કોઇ ઢીંગલી ધારે પણ લાજ ન લંપટ લાવે, પાંચા. ૨૩ પાર ગણે ના પામે ના મુલે માપ મપાયે, જે કરતારે કરીયાં તે કયમ કોએ વરતાયે; જાતી જુજવી ભાળીને મુનિનું મન લોભાયે, પાંચા. ૨૪ ચંદ્રકળા ચીર ચસ્મે ચુંદડી ચોકડીયા સાડી, દ્રાખ માંડવો મગીયાં ફુલેવર ને ફુલવાડી; બાંધણી બુન બંગાળા બસ્મે બુટ્ટાની વાડી, પાંચા. ૨૫ ધાટપોત ધરચોળાં ઘુંઘટીયા ગુલાબી સાળુ, પોપટીયાને પટોળી પોમચા પાટકુ ભાળુ; કારચબી કાંગરીયા કાશ્મીરી લહેરીયુ કાળુ, પાંચા. ૨૬ સોળાં સેલાસાડી અમર અંજીરીયા સાડી, અતલસી ઓરંસાઇ તાસની કીરમજી સાડી; કીનખાબ કાશ્મેરી ગજવેલી ગાજની વાડી, પાંચા. ૨૭ લાહી હીમરૂ લપ્પા પીતાંબર પારશી વરણી, શાલ પોત સુલતાની દક્ષણી દિવ્ય આભરણી; બુરાનપુરી ચીનાઇને બાંટ ધાટ ચીત હરણી, પાંચા. ૨૮ બનારસી પાટણીયા પચરંગી પામરી ભાતી, કટારી કસબી કોરી ફુલકણી ઝાડી જાતી; જરી બુટ્ટા જર તારીના ભરતની ભાત ગણાતી, પાંચા. ૨૯ લાલ પીળા ને લીલા કો કાળી કાબરી, રંગી અસ્માનીજ ગુલાબી કો ઉદી સ્વેત પતંગી; પટનો પાર ન લાધ્યો તવ બેઠો થઇ મનભંગી, પાંચા. ૩૦ રમાનાથ રાખે તો કેમ કરીને લજ્જા જાયે, દેવ દુદુંભી વાગ્યાંને કુસુમવૃષ્ટિ ત્યાં થાયે; પાપી પ્રજળી ઉઠયાને હરીજન ત્યાં હરખાયે, પાંચા. ૩૧

વિશ્રામ—હરખાયે હરીજન સહુ, દ્રુપદી ધરે ઉચાટરે; કહે કૌરવપતિ ન થજો, મુજને પીડી માટરે. ૧ દુઃશાસનને ભીમ કે, તેં તો તાણ્યાં ચીરરે; પરમાત્મા પાશે મુને, તાહારૂ રદય રૂધીરરે. ૨

## કડવું ૧૪ મું—રાગ આશાવરી.

વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય; ધીક ધીક સઉ

કૌરવને કહે છે, પાંડવના જસ ગાય. ૧ વિદુર કહે ગાંગેવને કેમ કહો, આ વારો નહિ રાય; દરૂપદ સુતા કળકળે કયારની, પાપ સભા શીર થાય. ૨ મધ્ય સભાસદ બેઠા હોયને, તેમાં અધરમ થાય; વારે નહી તો પાપ તેહનું, અધીકારી પર જાય. ૩ એ ઉપર ઇતિહાસ કહું તે, સાંભળજ્યો સઉ જન; એક સમે અંગીરસ મુની તે, ગયા કોકિલા વન. ૪ તે સ્થાનક ચીત્રાંબરી ચતુરા, હરશી વનમાં જ્યારે; વૈરોચન પ્રલ્હાદ તણો સુત, તે પણ આવ્યો ત્યારે. ૫ ચપળા ભાળીને ચીત ચળીયાં, મુની ને મહીપતિ કેરાં; અબળા કહે ઉત્તમને વરૂ હું, વરણ્યાં વચન ઘણેરાં.૬ મુની કહે જગતગુરૂ હું મારે, એમ હારી કન્યાય; મહીપતિ કહે તમથી હું મોટા, કયાં રહી તને રાય. ૭ એમ પરસ્પર લડતા ચાલ્યા, તે પ્રલ્હાદની પાસ; મુની કહે કોણ અધિક સુત હું માં, સુણીને પડીયો ત્રાસ. ૮ મુની કહે મહીપતિ પક્ષ કરી તો, બ્રહ્મ દંડ તુજ શીશ; સુણી પ્રલ્હાદ ગયા કશ્યપની, પાસે તેણે દીસ. ૯ વાત કરી તત્ર કશ્યપ કહે જે, જાણી વદે અન્યાય; ભૌમંડળ ભાગ્યાનું તેને, માથે પાતીક થાય. ૧૦ માટે સત્યારથ વરણો જઇ, જેમ જાણો નીજ મંન; જઇ પ્રલ્હાદ પડયા મુની પાયે, તડકી વાર્યો તંન. ૧૧ કહે મુનીવર મોટા આપણથી, અંતર અણુ ને મેર; પ્રભુ તણા એ પુજ્ય સર્વથા, આ ભવનીનાં ફેર. ૧૨ પુત્ર તણી ના પક્ષ કરી ત્યાં, મુનીવર જોઇ હરખાય; શર્ત જીવી કઈ સોમપ ચાલ્યા, સરીતા સુર એ ન્યાય. ૧૩ તેમ ધરમપક્ષે કોઇ ધાવો, અતી અધર્મ આ થાય; પવિત્ર પાંડવની પટરાણી, પાર વની પીડાય. ૧૪ કરણ કહે કહો પણ ના કરશો, મુંન રહો તમે આંય; દુઃશાસન દોરી જા દાસી, લંપટ ઘેર લેઇ જાય. ૧૫ દ્રુપદ સુતા કે ભીશમની પ્રત્યે, સસરાજી સુખદાય. ૧૬ નાથ જ્યથી મુજને હાર્યાને, પજવે મુજને પાપી; આપ છતાં આ અઘટીત થાયેં તે, વાત જગતમાં વાપી. ૧૭ રવી કીરણ ને પવન તણો જે, સ્પર્શ ન થાય લેશ; તે પાપી પીડે છે મુજને, સભા મધ્યે ગ્રહી કેશ. ૧૮ તમે ધર્મનું પક્ષ ન ધાર્યું, તે તમને અઘટીત; મુને હારી કે નથી હારી તે, કહોને સાચેરે ચીત. ૧૯ આંખ્યો આડા કાન કરી તે, કાળ ગતિ ન કળાય; ભીસમ સુણીને કહે કલ્યાણી, હરી કરશે શીક્ષાય. ૨૦ દ્રોણ કૃપાચારજને આદી, બેઠા ભુપતી જેહ; માણ વના થઈ પુરપતી ધાકે, મુન્ય રહ્યા છે એહ. ૨૧ ઘુત

વીરો તન ધન હાર્યા પણ, ત્રાસે નવ બોલાય; તેજ સમે દુર્યોધન બોલ્યો, સુણતાં સર્વ સભાય. ૨૨ પવન પુત્ર ને પારથ કેરૂં, હું બળ જાણું મન; એ અંતર ધારે તો લાવે, અવની ઇંદ્રાસન. ૨૩ પણ દ્યુતે દુરબળ કીધા તે, માટે નવ બોલાય; ધર્મ કહે મેં નથી હારી તો, મુક દ્રુપદ સુતાય. ૨૪ સર્વ સભાસદ એમ વીચારે, ધરમ વીના સુત ચાર; શું વદશે કહેતામાં બોલ્યો, પુનઃ પવન કુમાર. ૨૫ મહારા ભુજ બળે મરડી કહાડું, મંદ્રાચળ ગીરી મુળ; ધર્મ ન હોય તો ધરણી દાબુ કચરી કૈરવ કુળ. ૨૬ વીર વડીલ સંકેત કરે તો, સર્વ સભા સંહારૂં; કોઇ જીવતો જાય નહિ અહીંથી, મુખ બાંધીને મારૂં. ૨૭ દુરમતી દુઃશ્યાસનના કહેતો, પટકી કહાડુ પ્રાણ; વિદુર કહે તું કોપ કરૂ તો, ધરમરાયની આણ. ૨૮

વિશ્રામ—આણ યુધીષ્ઠિરની તુને, નથી વધાનો લાગરે; ભીમ કહે માર્યા વીના, નહિ હોલાયે ડાઘરે. ૧ વચન વીરનાં સાંભળી, કોપી વદીયો કર્ણરે; પ્રભુ ઇચ્છાએ રહી ઉભી, નહીતો ફાટે ધરણરે. ૨

## કડવું ૧૫ મું—રાગ કાનડો.

કર્ણ કહે કામ થયુ તારૂં કામની, ભોગવ રંગ વિલાસ; પાંડુના પુત્ર ને દુર્યોધને કર્યા, દ્યુત રમાડી દાસ. ગોરાંદે ઘુંઘટ વાળી, મોહ્યો તુને ભુપતી ભાળી. ૧ પાંચ પતિ કર્યા લોકમાં લાજીની, તોય ઠરી નહી ઠામ; માન મુકી માટે માંડ સવેળા, છેવટ છઠું ધામ. ગોરાંદે. ૨ દ્રૌપદી કહે અલ્યા તું દાસીનો દીકરો, પારકાં ખાંપણ ખોલ; તાત ઠેકાણું ત્રીલોકમાં નહિ તારૂં, તળ તપાસીને બોલ. છકયો માં બોલ્ય છકેલા, મીજાજી માન ભલા. ૩ તળ તપાસવા તારૂણી આવ તું, મહાલવા મારે ધામ; ભુપતી ભ્રષ્ટ તુને નહી સંઘરે, સોંપે સૈરિંદ્રીનું કામ. ગોરાંદે.૪ કામને કાજતો કિંકર તું જેવો, વળગી રહ્યા વણ દામ; તુજ સમાણા ને તારા જેવા મારા, તાતને ઘેર ગુલામ. છાકયો. ૫ ગુલામ તાતના તે તુજને ગમ્યા, કે આ નવા ગમ્યા નાર; નાયકા નરપતીનું ઘર માંડી તું, તાતની પેઢી તાર. ગોરાંદે. ૬ તારી મેં પેટ પડી અલ્યા ત્યારની, જોઇ ન પુછયા વાટ; કોણની જાતમાં જન્મીને કયાં રહ્યો, પેટ ભર્યાને માટ. છકયો. ૭ પેટ ભર્યુ તે પ્રમાણુ છે મારૂં, માને આ રાજકુમાર; તું જેવી પાંચસે નગ્ન નચાવાનો,

આપ્યો મુને અધીકાર. ગોરાંદે. ૮ અધીકાર એ અધોગતી આપશે, હાંસે કરે તું હાલ; સંભાર જે સમે કોક તારા થશે, હું થકી હીણુ હવાલ. છકયો. ૯ હવાલ હાલતો જગતે આ જાણીયા, કોણે દીઠી છે કાલ; દંડ દીધો તુને ભુપતીયે ભાળી, ચાહન તારી ચાલ. ગોરાંદે. ૧૦ ચાલ ચતુરી તે ચાકરને જોયે, રાયનાં રીઝવે મંન; લાજ લગામ નથી તે બોલે જે તે, ઉચીષ્ટ ખાધેલું અન્ન; છકયો, મીજાજી. ૧૧ અંન્ન ઉચીષ્ટ તે મારા તાતનું, તે કયાં તારે અધિકાર; હેડમાં પાય ને હાથ મુંછે ધરે, તું પગની પેજાર; ગોરાંદે, મોહ્યો. ૧૨ લેલાટમાં તુંજને લખ્યાં, બોલ તપાસી આપ; કાકાજીનો તું કુંવર થયો ત્યારે, બળહીણા બે બાપ; છકયો, મીજાજી. ૧૩ બાપ હશે તો તે બેલ છે મારી, તેણે નભાવિશ ટેક; તારી પેઠે નથી માંડવાં મારે, છપ્પનનાં ઘર છેક; ગોરાંદે, મોહ્યો. ૧૪ છેક વાલો તેના છાંનો રહે જરા, માત પીતાનાં તે ઠામ; પ્રસવ્યો કે તુને પાણીમાં નાંખ્યો, રેલીયો તારૂ નામ; છકયો. મીજાજી. ૧૫ નામ નીરૂપણુ નાયકા તારી, પુરણુ જાણુ પેહાશ; બળતામાંથી બાબરી નીસરી, હૈયે હજુ છે હુતાશ; ગોરાંદે. ૧૬ હુતાશન એ હોલાશેજ ત્યારે, તું ચઢે પારથ હાથ; સ્વાતીનું કારણુ સ્વર્ગે જશો તમે, સંગીને લઇને સાથ; છકયો. મીજાજી. ૧૭ સાથ સમોવડીયો પતી તારો, તે મુકીને મારાથી નહિ જવાય; તોય તારે આવડી પાછી આવશે, શીદ ઉતાવળી થાય; ગોરાંદે. ૧૮

વિશ્રામ—થાય ઉતાવળી ચોશીના, ધિરજ ધર તું મનરે; કર ભુપતની સાથ તું, લાલચ તજી લગનરે. ૧ પાંડુ પુત્ર જોઈ પરજળે, ધરમ વારતા જાયરે; સરસ સમો જોઇ ઉચર્યો, ત્યાં દુરીયોધન રાયરે. ૨

## કડવું ૧૬ મું—રાગ ધનાશ્રી.

સુત શૌનક પ્રત્યેરે ગાય, વળતી કે દુરીયોધનરાય; ૧ ભેળા શીદ થાય મન ભંગ, આવ્ય બેશ તું મારે ઉછંગ. ૨ ઈંદ્ર પ્રસ્થ કુંતા તને કહાડું, રંગ મહેલોમાં તુજને રમાડું. ૩ દ્રૌપદી કે ઉછંગમાં રાય, ભીમસેનની પડશે ગદાય. ૪ ક્રુર વચન કે કૌરવરાય, સુણી પવન પુત્ર અકળાય. ૫ થયો કાળ રૂપ તત્કાળ, ઝરે આંખથી આગનીની જ્વાળા. ૬ ઉઠયા આમ- ળીને શીરના કેશ, જાણે શ્રષ્ટી સંહારણુ શેશ. ૭ પીસે દંતને પાંચુ પછાડે,

મરજી બોલ્યો ત્યાં ધાંટેરે ગાઢે. ૮ પાપી તેં પણ લીધુ અમારૂ, આવ્યુ ઢુકડે મૃત્યુ એ તારૂ. ૯ જેમ કોઠાને તોડે એ કિશ, તેમ તોડીશ તારૂ શીશ. ૧૦ હવે બોલ સૌ રાણીના જાયો, જેષ્ટ જનુંનીને જઠર ન આયો. ૧૧ કહે વીદુર ઓ કૌરવ રાય, પડી હેડમાં કયાં ઘાલ્યો પાય. ૧૨ સીદ્ધી સાધિક લુટાઇ જાશે, કરમ કૌરવ સૌનાં કહેવાશે. ૧૩ તે વિદુરની ના સાંભળી વાત, તેવે ભુવને થયો ઉત્પાત. ૧૪ કાગ ઉલુક જાંબુક ખર જેહ, રૂવે કરીને કોલાહલ તેહ ૧૫ પેઠો ભુપના ઘરમાંરે ઘોળ, થયો દોહરો કાગારોળ. ૧૬ ભિસ્મ દ્રોણ કૃપા કહે વાણી, કરજો ભુપને કુશળ કલ્યાણી. ૧૭ કેવી દુર જેવે મારગે ધારો, તેવું રાયનું રક્ષણ થાશે. ૧૮ ધૃતરાષ્ટ્ર જોઇ ઉત્પાત, તેડી વિદુરને પુછેરે વાત. ૧૯ બોધ વિદુરે ત્યાંયે સમે દીધો, કોપ કાળે કૌરવ પર કીધો. ૨૦ પાંડુ પુત્રને પરભવ્યા જેહ, માઠુ થાશે એમાં નહિ સદેહ. ૨ ઉતપાત વિઘાન કરાવો, મન મહીલાનું તેડી મનાવો. ૨૨ તેડયા વિપ્ર વિધિ કરી સાર, આપ્યાં દાન ત્યાં ભુપે અપાર. ૨૩ ધૃતરાષ્ટ્રે ત્યાં દ્રોપદી જેહ, તેડી પાસે પોતાનીરે તેહ. ૨૪ મુકયો હેતથી મસ્તક હાથ, નથી હાર્યા તમારારે નાથ. ૨૫ બોલ્યો કુંવર કરણ જેહ ગાઢુ, તે બઇ મનમાં ના માનશો માઠું. ૨૬ તેંતો કુરૂ કુળ પાવન કીધુ, માગ્ય માગ્ય વચન એવું દિધું. ૨૭ સતી કે આપો મુજને આવાર, છોડો દાસત્વ ધરમ કુમાર. ૨૮ બોલ્યો અંધ ત્યાં ઉલટ આણી, વધુ એ શી વદ્યાં તમે વાણી. ૨૯ કહે ધરમને દાસ જો કોઇએ, તેની જીભના છેદવી જોઇએ. ૩૦ નથી કુડ કપટ જેની પાસ, અમો સરવ એ ધરમના દાસ. ૩૧ વળી માગ્ય બીજીવારે સતી, બોલી દ્રુપદ સુતા ત્યાં વિનતી. ૩૨ આપો વર એ છેડો તતખેવ, ભીમ અર્જુન નીકુળ સહદેવ. ૩૩ ધૃતરાષ્ટ્ર કહે માગો ત્રીજીવાર, સતી કહે હવે નહિ એમાં સાર. ૩૪ બોલ્યો કર્ણ સભામાંરે ધારી, ધન્ય તારૂણી ધીરજ તારી. ૩૫ પ્રથા પુત્ર સૌ અધમ અધિકારી, તે ઘેર ન ઘટે આ ઉતમ નારી. ૩૬ પુરવે પાપ તેં કેવાં કરેલાં, બાંધ્યાં વાંકાં વિધાત્રિએ બેલાં. ૩૭ પાંચે પામર સરવસ હાર્યા, આજ અબળાએ તમને ઉગાર્યા. ૩૮ બોલ્યા પરજળી પવન કુમાર, ધરા ધ્રુજવા લાગી તે વાર. ૩૯ બોલ ધરમના આતલ જાય, નહિતો સરવની સેવા થાય. ૪૦ ધરમ ભીમને રાખેરે વારી, નથી બોલ્યાની વેળા તમારી. ૪૧ વારી વીર વૃકોદર જાય,

લાગ્યા ધૃતરાષ્ટ્રનેરે પાય. ૪૨ કાકા તાત તણે તમો ઠામ, કહો તે કરીએ કૃપાનીધિ કામ. ૪૩ ધૃતરાષ્ટ્ર કહે પાંડુ કુમાર, રખે દુભાતા મનમાં લગાર. ૪૪ તમને પાપીએ પરભવ્યા એથી, થયો દારૂણ દુખીયો હું તેથી. ૪૫ હયગજ રથ રત્ન ભંડાર, અરપ્યા તમને મેં ધરમ કુમાર. ૪૬ રાખી કૌરવ કુળ તણી લાજ, કરો ઇંદ્રપ્રસ્થમાં જઇ રાજ. ૪૭ નમ્યા રાયને ધરમ કુમાર, થયા સઉ રથ પર અસવાર. ૪૮

વિશ્રામ—અસવાર સૌ રથ પર થયારે, સૌ સેના કરી તૈયારરે; નિજ પુરને પંથે પળ્યા, પાંચે પાંડુ કુમારરે, ૧ દુઃશાસન લહી વારતારે, કહી દુર્યોધન પાસરે; ત્યાં રાજા કોપી વદે, થાયે અંધ ઉદાસરે. ૨

## કડવું ૧૭ મું—રાગ સિંધુમાલ.

છોડયો છંછેડી વીશધર નાગરે, ઓ વાંકા દાડલાના વેરી; નહિ દુરીજન ભુલે એ ડાવરે, જીવ જોખમ આણશે એ ઝેરી. ટેક. વિદુરે દુષ્ટ તુને મતી આપી, મુજ પડતે ના ચાલ્યુ; હૈયા ફુટા અંધ અનાડી, તેં મારૂ ઘર ઘાલ્યુંરે; ઓ વાંકા દાડલાના વેરી. ૧ મુળાએ મીઠુ મુકે તે, સગપણ શોધી કહાડયાં; જીત પાપી પાછી આપીને, તેં મારાં મુળ વાઢયાંરે. ઓ. ૨ અરી વ્યાધીને કદળી ત્રણે, છેદંતાં સુખ આપે; રક્ષણ કરી રાખ્યાં તે નડશે, પામર તારે પાપેરે. ઓ. ૩ કુશળ ગયા કપટી તે આવી, આ પુરી લુંટી જાશે; અમને હણશે પુંઠળ તારા, આ પળીયાં પિંછાશેરે. ઓ. ૪ ઢાંકયા અંગારા ઉઘેડી, ને ભરસાડે ભાર્યો; કાળા મોંનાં કયાં કવેળે, ગેબી ગોળો માર્યોરે. ૫ જાણું તો ભેળા ન થવા દઉં, પણ લેવાયો ભરમે; વાંક નથી વીધીના પીડાઉછું, કુમતી તારે કરમેરે. ૬ ભુધરના ભેળા થઇ રચશે, મોત પાશ મદવાળા; દગાખોરને દૈવ નહી પહોંચે, કરમે ઉઘડયા કાળારે. ઓ. ૭ નાર હરી મછવેધે મહારી, હું રહ્યો પીઠી ચોળી; કુમતી કેમ વીસારી જાયે, હૈયા વચમાં હોળીરે. ૮ દ્યુત રમાડી દીન ક્યાં તે, રહેત બિચારા બીડયા; કર્મ દશા કોને કહું કરી તેં, પેટ ચોળીને પીડારે. ઓ. ૯ ખરી ગાય ખર સંગે મુકે, બાર પક્ષ રહેશે બેસી; સરેંદ્રિ સુત સંગતે મારી તેં, પાળી પેટમાં પેશીરે. ઓ. ૧૦ પય સાકર પન્નગને પાઉં પણ, કરડે કોઇ દીન પાળ્યો; અંધ એટલું નવ જાણ્યું ક્યાં, રણ્યાયા

રોળ વાળ્યોરે. ઓ. ૧૧ કર્યાં પારકા પોતાના ને, છત્રી વંશ ના છોડયા; ઓ કુમતી આવે કરમે આ, હૈ રે ડોળા ફોડયારે. ઓ ૧૨ ગજરથ હય ભંડાર ભર્યાં તે, અરીને દીધા; વાંકુ વેતર્યું વણ પુછયે તેં, ભીતર ભડકા કીધારે. ઓ. ૧૩ પાંડુ પુત્ર પીડા પામ્યા તે, પાંદડે પાણી પાશે; ખરા રત્નના રાજમહોલ આ, ખડતાળે ખોહ્રાશેરે. ઓ. ૧૪ પાંડુ પુત્ર પાછા તેડી લે, કીયા દુત ફરી કીધી; નહીતો જીવ આપુ તુજને કહી, કટાર કરમાં લીધીરે. ઓ. ૧૫ ધૃતરાષ્ટ્ર સુણી થરથર ધ્રુજે, પ્રગટયું પેટ તળાણું; પ્રથા પુત્રની પાછળ પ્રેર્યું, વીદુર વેગે આણુરે. ઓ. ૧૬

વિશ્રામ—આણુ આવ્યું ઉતાવળુ, વન વગડાની માંયરે; સાદ સુણી રથ રોકીયા, કહ્યું કૃત્ય સઉ તાંહરે. ૧ પાંડુ પુત્ર પાછા વળ્યા, ગયા સભામાં સુરરે; વર્ણવ્યું ત્યાં વણતાં રચ્યું, દુષ્ટે દુત હજુરરે. ૨

## કડવું ૧૮ મું—રાગ બિહાગ.

હૈવે દશા દુરબળ કરી, થવા બંધ સઉ બાર; મહીપતી દ્યુત રમાડવા, બેઠા બીજીરે વાર. હૈવે દશા દુરબળ કરી. ટેક. ૧ પુરપતી કહે પાંડવ સુણો, નીમ હાર્યાનું એહ; બાર વરસ વન ભોગવે, ચુકે દાવમાં જેહ. હૈવે. ૨ તેરમુ વરસ છાનો રહે, શોધે ભાળ જણાય; તો પાછાં બાર વરસ લગી, ફરી તે વન જાય. હૈવે. ૩ પાંડુના પક્ષમાં ધરમ છે, શકુની કૈરવ પાસ, ધરમે નાખ્યા અથળા ઢળ્યા, પડયો પાંચેને ત્રાસ. હૈવે. ૪ રાજપાટ વણમાં પળ્યું, થવા મહામન ભંગ; પાત્રકમાંરે મોતી પડે, એમ લેવાયાં અંગ. ૫ કુરૂપતી કહે વનમાં પળ્યો, માં લગાડશો વાર; અંબર માંડયાં ઉતારવા, શોભીતા શણગાર. હૈવે. ૬ વગડામાં વેરીડા વસ્ત્ર લે, કાઢો તમ પટકુળ; વલકલ વસ્ત્ર વપુ ધર્યાં. થયુ શત્રુનુ શુળ. હૈવે. ૭ દુઃશાસન તવ ઉચર્યો, ટળ્યુ વનમાંરે પાપ; પવન પુત્ર સુણી બોલીયો, પામી તન પરીતાપ. હૈવે. ૮ વજ્ર વચન તારાં વેરવી, વાગે ઉરમાંરે બાણ; વનથી વળીને હું લઈશ જા, પાપી તારા પ્રાણ. હૈવે. ૯ દુષ્ટ દુર્યોધન હણી શકું, પારથ કરણના કાળ; શકુનીને હણશે સહેદેવ આ, ભુલી માં જા ભુપાળ. હૈવે. ૧૦ નીકુળ આ દુઃશાસન તણો, રણ આણશે અંત; ખોળીને મુળ ખોદાવશે, ભાળી મદ ભગવંત. હૈવે. ૧૧ પારથ કહે માં સુખે વદો, લાંબા

હરીના છે હાથ; વિશ્વપતી શું વીસારશે, નીજ દાસને નાથ. હેવે. ૧૨ ભીસ્મ વીદુર ધૃતરાષ્ટ્રને, દ્રોણાદીકનેરે ત્યાંય; નમન કરી માગી આજ્ઞા, વળવા વન માંય. હેવે. ૧૩ પરીક્ષીત પુત્ર પછી વદ્યો, સ્વામી સંદેહ થાય; ધર્મ પુત્ર કેમ હારીયા, જેને શ્રીહરી સાહ્ય. હેવે. ૧૪ પાસા પ્રતીકુળ કેમ પડયા, વારે વારેરે તેમ; રાજસ યજ્ઞનું પુન્ય તે, ના આવ્યું ત્રાજવે કેમ. ૧૫ અધમનું ભાગ્ય ઉદે થયું, હાર્યા હરીજન જેહ; કારણ કહો મુની મુજને, જાણી જે તમે તેહ ૧૬ વળતી વૈશમપાયન વદે, પાસા કપટના રાય; શકુની થકી સવળા પડે, અવળા અન્યથી થાય; હેવે. ૧૭ પાસામાં પ્રેત પેશી રહ્યો, સાંભળ વરણું કથાય; રાય સૌ દેખીને પરજળ્યો, પોતે કૌરવ-રાય; હેવે. ૧૮ વિશ્નુયાગ આવિ માંડીયો, થાવા સમપદરાય; દેશ જીતવાને નીકળ્યો, હૈયે હરખ ન માય; હેવે. ૯ પાંડુની પક્ષના જાણીને, જિત્યા લઘુ જે નરેશ; દાદાનો દેશ મહીં આવીયો, પ્રીયો પ્રેમે પ્રવેશ; હેવે. ૨૦ ચતુરંગી સેના ચોપાસ છે, આવ્યો ગરવી ગાંધાર; મહીપતિ પાસેરે મોકલ્યો, ત્યાં ચતુર એક ચાર; હેવે. ૨૧ અનુચરે અધીપતિને કહ્યું, આવ્યા ગજપુરરાય; મળવા ચાલો તમે મહીપતિ, સુણી સજિરે સેનાય; હેવે. ૨૨ દોહીત્ર તાણીને દોડીયા, મળવા રાય ગાંધાર; વાજીંત્ર વાજે અતી ઘણાં, ભેટયા જઇ તેણીવાર; હેવે. ૨૩ કેમ કૃપા કરી કો મુની, સેના લેઇનેરે આળ; દુર્યોધન કે મેં દેશના, ભારી જીત્યા ભોપાળ; હેવે. ૨૪ જીત પત્ર આપો તમે, કે કરો યુદ્ધ આજ; બેમાંનું કંઇક કર્યા વિના, નહિ રહે તમ લાજ; હેવે. ૨૫

વિશ્રામ—લાજ નહી રાખું આજ હું, નીકર ભાગુ દેશરે; દાદા કે દોહીત્ર આ, કરવો ન ઘટે કલેશરે. ૧ સબંધ લારૂ સાંકડે, જિત પત્ર કેમ થાયરે; વળતી રાયે નીમીયું, સબંધે શત્રુતાયરે. ૨

## કડવું ૧૯ મું—રાગ મેવાડો.

ગાંધાર કરજોડી કરગરે, દુખ ટાળોરે; જીત્યો દેશ ઘણી થઇ વાત, વિસા મન વાળોરે; સબંધ સાંકડો આપડો, દુખ; તેમાં યુદ્ધનો શો ઉત્પાત, વિરા-મન. ૧ સો સુરભિ દુઝે એહમાં, દુખ; તેમાં એક વસુ કઇ જાય, વિ ામન; આપે માપ ભરાય નહી, દુઃખ; કિનબંધુ તેના દમાય, વિરા મન. ૨ જીત પત્ર આપુ તને, દુખ; મારી વય વિહ્રુપદ લજવાય, વિરા; યુદ્ધ કર કોની

સાથ હું, દુઃખ; મારો દોહીત્ર તું કહેવાય, વિરા મન. ૩ કલેશ કુદ્ધ બે જે કરે, દુઃખ; તેનો સ્વર્ગવીશે ન સમાસ, વિરા મન; દોહીત્ર પુત્ર સમાન તું, દુઃખ; તે ન ફેડાય તારો વાસ, વિરા. ૪ આપે લીધે છે આપદા, દુઃખ; આપણ બેની ફજેતીરે થાય, વિરા; બાળકમાં તુજને ગણે, દુઃખ; મારાં આ પળીયાંરે પીંજાય, વિરા. ૫ પુરપતી પરપડે મુંને, દુઃખ; તારે કરવી પડે મારી પક્ષ, વિરા; વણુવઢે જીત્ય તું જાચતાં, દુઃખ; નથી લાજ તો કહેતાં સમક્ષ, વિરા. ૬ વૃદ્ધે ન વાર્યો તુજને, દુઃખ; સોધિ સમધિનું કહાડયુરે ધામ, વિરા; પાંડુના પુત્ર જીત્યા પછી, દુઃખ; પછી ઘેરજ્યોરે મારૂં ગામ, વિરા. ૭ અન્ય હોત તો આ સમે, ઘેર જીવતો જાવા ન દેત; વિરા; ખોડ ભુલાવત જન્મની, દુઃખ; લુંટી લશ્કર સઘળું લેત, વિરા. ૮ કૌરવપતી કોપી વદે, ધાઓ ધાંમેરે; કરો સેના તમારીરે તૈયાર, સજો સંગ્રામેરે; પાંડુને પરથમ જીતીયાં, ધાઓ; વાલા હોતો કરો તેની વાર, સજો. ૯ વેરીને લાગ્યા વખાણવા, ધાઓ; માટે નહિ મુકુ જતા આજ, સજો; વહાલા જાણી વાંસે રહ્યો, ધાઓ; નહી લીધા વિના રહું લાજ, સજો; ૧૦ ગાંધારને ગભરાવિયો, ધાઓ; કહ્યાં કુરૂપતે કઠણ વચન, સજો; રાય રીસાઇને ઉઠીયો; ધાઓ, થયુ મારવા મરવાનું મન; સજો ૧૧ સીંધુનું સ્મરણ ત્યાં કર્યું, ધાઓ; ચઢયું સાત સાગરનું પુર, સજો; દુર્યોધને દીધું દુંદુભિ, ધાઓ; સજ્યા સામદ સઘળારે સુર, સજો. ૧૨

વિશ્રામ—સુર સઘળા સામદ ચઢયા, ગભરાયો અંધારરે; પરદળે ત્યાં પુર ઘેરીયુ, વારીધિ ધાયો વહારરે. ૧ ગજરથ ઘોડા પરદળ, પુંઠળ ફરીયું નીરરે; પરમાત્મા કોપ્યો કયાંહાં ધાઇને નાસે ધીરરે. ૨

## કડવું ૨૦ મું—રાગ આશાવરી.

વૈશમપાયન વળતીરે બોલ્યા, સુણય જનમેજય રાય; દુર્યોધને દળ દોહદશ વેર્યું, પુરપોળે નવ માય. ૧ કરે કોલાહલ ધપમસી ધાયે, ભુમી ન ઝીલે ભાર; કોટી શંખ સાથે પુરાયે, સેના અપરમપાર. ૨ હણુ હણી રહ્યા હરી વહના, પાણી પંથા પંખાળા; કનોજ કચ્છી અને કાબલાના, મુલતાંની મદ વાળા. ૩ કપોત, કાળા, લાલ, પીરોજા, જળચર, જાંબુવર્ણા; અબલખી, ઉદા, પીળા, પચરંગી, સ્વેત, શાંમ કોકર્ણા. ૪ લટપટી પાઘ

ધરી લહેકંતી, કુંડળ કવચ જડાવ; ઝળહળ મણી મુકતાફળ ઝળકે, ઘણા તેજે ગરકાવ. ૫ પરીઘ, પટ્ટિ, ત્રિશુળ, તોમર, ભોગળ, ભિંડીમાળ, શક્તિ સાંગને, ગુર્જ ગદા લેઇ, ધાયો રણ ભુપાળ. ૬ ભોગળ ભેર સુરાદે શરણી, રણશીગાં રણતુર; તુરાઇ શીંગીનાદ નફેરી, ચોગમ વાય ચતુર. ૭ જળ હળ નેજા ચોદશા ઝળકે, પુરમાં પડે પોકાર; દુર્યોધને દરવાજા દીધા, મોઘમ કીધો માર. ૮ બંધુક તોપ કડાબિન છુટે ગરજે રણજંજાળ, કોટ પાડી દળ પેઠું પુરમાં, પડતાં મંદિર માળ. ૯ નરનારી નગરીનાં નાસે, કરતાં શોર બકોર; પુત્રીના પુરપતી ગભરાયો, કબજ થયો કમજોર. ૧૦ દુંદુભિ જઇ પુરપતીએ દીધું, સમરી સિંધુ દેવ; વારીષમ મારી વહારે ચઢજે, આરત્ય બંધુએવ. ૧૧ વિકટ સમે વીલંબ કરી તો, જગમાં ઇજત જાશે; ડાટ દુષ્ટ દોહીત્રે વાળ્યો, હાંણ્ય હસારત થાશે. ૧૨ સુણીને સાગર ચોગમ ચઢીયો, જળ જળ બિંબાકાર; તોય તરંગ તીમીંગળ તેમાં, ગરજ્યો જોઈ ગંધાર. ૧૩ મહાજળનાં મોજા ચોપાસે, અંબુનીધી ઉભરાયો; તાડતાડવા તોય ઉછળે; ધાંસ કરીને ધાયો. ૧૪ જેમ થયો જળકોટ ચૌદશે, તમ સેના ગભરાય; સમીપ સિંધુ જ્યમ આવે ત્યમ, સેના સંકોચાય. ૧૫ ફાંફવને ફરતો દવ લાગે, મૃગ પીડાયે જ્યેમ; જ્યેમ ઉંધિએ ચેળ બફાયે, છે સેનાને ત્યમ. ૧૬ કપટ તુંબ તરતાં તેમાં તે, પરદળ સેના સાહ્ય; ગ્રાહ થઇને ગજરથ ઘોડા, તરંગ તાણી જાય. ૧૭ એકમેક અંબુ તે ત્યાં થઇ, સેના સરવ ઉપાડી; પ્રાણ ગયા પરદળના પડતાં, અંબુ તણી અજાડી. ૧૮ દુર્યોધન દોડી પેઠો, ગાંધાર તણા ઘર માંહ્ય; ગજરથ ઘોડા ઉંટને આયુદ્ધ, તણાયુ સરવે તાંહ્ય. ૧૯ ગજેંદ્ર હય ગરબડતા ચાલે, પાળા પંકજ જેમ; ત્રાપારથના તણાય તરતા, તોય તરંગે તેમ. ૨૦ મીન સરીખાં માણસ ભાસે, કરી કાચબા જેવા; નેજા જળ કુકડીયો જાણે, ડંડ સર્પ હોય તેવા. ૨૧ બુમારોળ કરે બુડતાં પણ, કષ્ટ શકે કો જાણી; નીમી માત્રમાં સરવ સમેટી, ગયો તોયધી તાણી. ૨૨ પુરજન રહ્યાં ગયો દુર્યોધન, નીષી નાશી નીજ ધામ; રીદ્ધિ સીદ્ધિ સેના ગઇ સઘળી તોયધી મધ્ય તમામ. ૨૩ પેરે પેરે શકુનીને ત્યાં, પુછી વિભુએ વાત; શા કારણથી તાત તમારાને વશ સીંધુ સાત. ૨૪ શકુની કે તાતે તપ કીધુ, સીંધુનું સુણ રાય; નિરનીધિ કે માગો મહીપતી, જે તમને ઇચ્છાય. ૨૫

વિશ્રામ-ઇચ્છા જે તમને રૂચે, મણી માંણેક ભંડારરે; આ અવસરે આપુ તુને અલખત અપરમ્પારરે. ૧ રાય કહે શ્રી કરૂં, થાઓ સંકટે સાયરે; કહે કવિજન કે સીંધુએ દીધુ દુંદુભિ રાયરે. ૨

## કડવું ૨૧ મું—રાગ રામકળી.

અંબુનીધી એ વર આપો આજ ક્રપા કરી, સંગ્રામે સંકટ કાપો રાજ, દયા ધરી; ટેક. અનાથ બંધુએ અકળાયો એ ચીંતા ઉર થાયે, કો અધિપતી અતુલિત બળિયો, આવી ઇજત લેઇ જાયે, તેજ સમે સંકટ સમરૂ; કરજ્યો સીંધુ મમ સાયરે, ક્રપા. ૧ સીંધુ કે આ દુંદુભિ સાહાતું, નાદ કરીશ એ જ્યારે; તર્ત તે સમે વારીષ કે જા, વહારે ચઢવું મહારે; અણુ આરત્યથી તે તેડયો, પુર તાણી જઉતારેરે; ક્રપા. ૨ નરપતી નમન કરી લેઇ આવ્યો, સંકટે સાગર બેલી; તેજ દુંદુભિ પુડળ હતાતે, ચોસર ચોકી મેલી; દુર્યોધનને ઉરમાં ઉતારી, પુછી વાતને પેલીરે; ક્રપા. ૩ પછી ગાંધારે પત્ર મોકલી, તનને તેડી લીધો; કૌરવ પતીએ કામ કર્યું તે, હવાલ સર્વે કીધો; સબંધ કાઢી નાંખ્યો શકુની, જવાન ગજપુર દીધોરે; ક્રપા. ૪ ઘણાં વર્ષ એમ કરતાં વીત્યાં, યજ્ઞ આદર્યો રાય; સગાં સહોદર સરવે તેડયાં, હૈયે હરખ ન માય; પ્રોહીત કે દોહીત્ર વિના આ, નામખ પુરણ થાયરે; ક્રપા. ૫ ગાંધારે તનમાંય તપાસ્યું, પાપ સબંધ ન જાયે, દીકરીને દોહીત્ર વીના આ, સઘળુ શુન્ય જણાયે, શકુનીને સમજાવી પ્રેર્યો હસ્તીનાપુર રાયેરે; ક્રપા. ૬ ભાઇભગની ભેટયાં દીન દાજે, નયણે નીર ભરાયાં; તાતે વેર વિસાર્યું કૈને, અંતરમાં અમુઝાયાં; ઘણા દિવસની ગોઠ થઇ તે, કહીને બેન મનાયાંરે; ક્રપા. ૭ તાકીદે તાત તમોને તેડે, સહુ સુત લેઇને જાઓ; દુર્યોધન કે રાજ્ય સાંચવો, તો લેઇએ જઇ લાવો; માતુલ કે મારે માથે તમે, ધીરજ આણી ધાઓરે; ક્રપા. ૮ કનક તણા રથ ત્યાર કર્યા, દુર્યોધન માતુલે જેહ; સ્વલ્પ સેન્ય સાથે લેઈ આવ્યાં, માને મૈયેર તેહ; મળ્યાં હળ્યાં મખ પુરણ કીધો, નૌતમ વાધ્યો નેહરે; ક્રપા. ૯ આભુષણ અંબર આપ્યાં ત્યાં, તનયાને જોઇ તાતે; ઘણા દિવસ ગાંધારી રહી તે, થયાં રવાને રાતે; દુર્યોધન માતુલ પુર જોવા, રહ્યાં ત્યાં તે જાતેરે; ક્રપા. ૧૦ રંગ મહેલોને રાજ્ય સભામાં, જુગતે જોવા જાયે; બાગ બગીચા કોટ કાંગરા, ધીર તે જોવા ધાયે,

દુંદુભિ નીર નીધીનું આપ્યું, હરશી ચીંતા થાયેરે; કપા. ૧૧ કૈરવ પતીયે કપટ કરીને, વસ્તુ કેફની કાઢી; સળી સળી તાંબુલ પર લેપી, ચારને સર્વ ચટાડી; સુર સુતા દુર્યોધન નાઠો, દુંદુભિ વ્યર્થ વગાડીરે; કપા. ૧૨ શબ્દ સુણીને સાગર ધાયો, સેવક સંકટ જાણી; ફોજ ફોટુતો કાંય ન દીઠુ, થઇ હસારત જાણી; ક્રોધ કરીને તોયધીત્યારે, ગયો દુંદુભિ તાંણીરે; કપા. ૧૩ સકળ શહેરની તણું સંપતી, ભુપને બીક્ષત કીધો; દગો દુષ્ટ દુર્યોધને જાણી, દાદાને પણ દીધો; કૈરવ કુળ નીકંદન કરવા, નરપતે નીમ લીધોરે; કપા. ૧૪

વિશ્રામ—લીધો નીમ નીરાશ થઇ, ટળ્યો અંબુધીયોગરે; દુંદુભિ દુખ સંભારીને, રડીને પ્રગટયો રોગરે. ૧ કુંવરે કરમ કરાવીયું, વણસાડી મુજ વહારરે; ત્રિભુવન પતિ રૂઠે થયું, વહાલે વેર અપારરે. ૨

## કડવું ૨૨ મું—રાગ આશાવરી વિળાપી.

વૈશંપાયન કે સુણ રાજા, મહીપતી કે મારા તંન; કુંવરજી, કપટ કરીને કળંધને પેરીને; વિપરીત કીધુ વીધંન, કુંવરજી. ૧ દારૂણ દુઃખ વેઠી તપ કીધું, પયનીધી કીધો પ્રસંન; કુંવરજી, અભય આધાર મેં લાચીને લીધો તે; રંકનું ખોય રતન. ૨ એમ વિલાપ અધીપતી કરતા, અંન ઉદક નવ ખાય; કુંવર, નીશદીન નૃપ નીસાસારે નાંખેને; તમ તમ શરી સુકાય, કુંવરજી. ૩ રોઇ રોઇ આંખનું તેજ ઘટયું ત્યાં, સઉ ટળી શુદ્ધને સાન; કુંવરજી, ઘેલા થઇ ઘરમાં ભમે છે; ભુપનું ટળીયું રે ભાન, કુંવર. ૪ અંતરમાં અસુઝણ નવ માયે, આકુળ વ્યાકુળ થાય; કુંવર, વૈદ વારૂને ભુવા ભટકે પણ, કષ્ટ ન કોઇએ કળાય; કુંવર. ૫ સાદર દેઇ સચીવ તેડાવ્યા, કારણ કીધુરે ત્યાંય; કુંવર, શકુની સુત મરતાં મુજ ઉપર; એને ન પાડે છાંય, કુંવર. ૬ સચીવ કહે અવસાન સમો છે, માટે તાકીદે તેડાવો; કુંવર, મહેલ્યું મુકયું હોય મહીપતી તે સઉ રાજ્ય કુંવરને બતાવો; કુંવર. ૭ કે એમ કાગળ કાસદે પ્રેર્યો, હસ્તીનાપુરવેગે આવ્યો; કુંવર, શોકીત મુખ કરશીને શકુની; પ્રીય ચારે પત્ર બતાવ્યો, કુંવર. ૮ અવલોકી આંખ્યમાં આસુરે આવ્યાં, ચાલે છે જળ તે ચોધાર; કુંવર, તાકીદે તાતે સવારી સજી છે; આવજ્યો કરવા દેદાર, કુંવર. ૯ વાંચીને પત્ર વેગે બાળ-

જ્યો નહિ તો મહીપતી મેળો નહિ થાય; કુંવર, ધસમસી આવ્યો પીતા પાસે પોતે; કરજોડીને પડયો પાય. કુંવર. ૧૦ ગાંધાર ગદગદ કંઠ થયો ત્યાં, પુત્રનો પકડયોરે હસ્ત; કુંવર, દુષ્ટ દોહીત્રે મારૂ ઘર ઘાલ્યું; ઉજાડી અમુલક વસ્ત, કુંવર. ૧૧ દેવનું દુંદુભિ જળનીધી આપ્યું, ખલકે જવાય નહિ ખેટી; કુંવર, વ્યર્થ ગમાડીને નીરલજ નાઠો; સીંધુ ગયો તે સમેટી, કુંવર. ૧૨ ભેદુરે થઇ મુને ભડરે બેસાડયો, ખટકે એ ઉરમાંરે બાણ; કુંવર, અગની અજોળ થશે મારી માટે; પરલોકે નહિ જાય પ્રાણ, કુંવર. ૧૩ કર પગની નસો નીસરી બહાર, ગાત્ર ગળ્યું સ્વર ખીન; કુંવર, સ્વાસને કાશ કંઠે કફ વળગ્યો; દુર્યોધને કર્યો દીન. કુંવર. ૧૪ અંબુના ઉતરે કંઠ મને કષ્ટે, મુંમડે પાણી પાય; કુંવર, ભુપને ભાંગ્યો પડી ધરણી પાસાં; બળ કરે પણ ના બોલાય, કુંવર. ૧૫ શકુનીએ શીઘ્રે ચિકિત્સક તેડી, માત્રા મુકાવી મુખ; કુંવર, કંઠ થકી કફ ઉતાર્યો ત્યારે; તન તે વધ્યો ટળ્યું દુઃખ, કુંવર. ૧૬ તાતકો કષ્ટ પડે છેરે પ્રૈઢ, શા માટે પ્રાણ ઘુંટાય; કુંવર, કહો તે કરૂ જયમ પ્રાણ તમારો: શાથી સ્વધામમાં જાય, કુંવર. ૧૭ તાતકે તન જો વચન તમે પાળો, તો તમને મેં કહેવાય; કુંવર, પુત્ર જો પણ લ્યો તો પ્રાણજ મારો; મહા દુઃખમાંથી મુકાય, કુંવર. ૧૮ પુત્ર કે જો પીતા વચન ન પાળુ, તો મહારો નરકે નીવાસ; પીતાજી, પૃથ્વીનું પાપ પડે શીર મહારે; રાખો રૂદેવીશવાસ, પીતાજી. ૧૯ ગાંધાર કહે કૌરવ કુળ કેરો, જેમ તેમ કરાવો નાશ; કુંવર, યુદ્ધ કરે નહી નભાય તે સાથે, અમરની પેને નહી આશ. કુંવર. ૨૦ ભીસ્મ દ્રોણ તે કૃપા આદિ, સંગ્રામે પાપીની પક્ષ; કુંવર, પાંડુના પુત્ર વીના નથી સરજ્યો, સંગ્રામે જીતે સમક્ષ; કુંવર. ૨૧ કરૂ પાંડવમાં કલેશ પ્રગટ કરી, નિષ્ઠે કરવા નીપાત; કુંવર. પાંડવ હરાવવા પાસે રહી ત્યારે, મોક્ષ થશે મારો તાત; કુંવર. ૨૨ પુત્ર કહે ધર્મ કુંવી કેમ હારે, જે સતવાદી સુર; પીતાજી. અધરમ ધર્મ વી દહે ઉર જેમ, અ-ગ્નીલશી આકનુ તુર; પીતાજી. ૨૩ તાત કહે તે માટે તન હું ત્યાં છું, આસ્થી અમારા રહે બળતાં; કુંવર. પાસા કરાવજે પ્રાણ રહેશે તેમાં, પાર નહી લાગેરે છળતાં, કુંવર. ૨૪ ધરમને હાથે પ્રતીકુળ પડશે, તુજ હાથે માગ્યારે દાવ; કુંવર, દુસરમા ગયો કરવા એમ, પુત્ર કહે જે [illegible] કુંવર. [illegible]

વિશ્રામ—ભાવ ભુપ કહે એમ છે, પેસુ પ્રેત થઇ માંયરે; પડતાં પાસા ફેરવું, તુજ દેઉ જસ ત્યાંયરે. ૧ એમ કહીને તન તજ્યું, કરી કીયા સમ સુત્રરે; એમ ધુત હગો કરી, હરવ્યા પાંડુ પુત્રરે. ૨.

## કડવું ૨૩ મું—રાગ ધનાશ્રી.

વૈશંપાયન કહે સુણ રાય, કહી કપટ પાસાની કથાય. ૧ થાય તૈયાર જવાનેરે વન, એ પાસે હાર્યા પાંડુના તન. ૨ લાગ્યું નગ્ર સઉ કળકળવા, આવ્યાં સર્વ સગાં તેરે મળવા. ૩ આંખે આંસુની ચાલેરે ધાર, કરે પ્રીયજન સર્વ પોકાર. ૪ પ્રેર્યો પાંચાળે વીપ્ર દેઇ નાણું, કરવા દ્રૌપદીને તેવે આણું. ૫ રથ રેવંત જોતરી લાવ્યો, આણુ કરવા ઉતાવળો આવ્યો. ૬ જાણી વીઠલે વીપરીત વાત, રથ પ્રેરયો રાવતની સંગાથ. ૭ મળ્યું લોકનું જોવાને લારૂ, આવ્યુ આણું સુભદ્રાને સારૂ. ૮ રથ છોડીને જમ્યો તે જન, બોલ્યાં કુંતા વધુશું વચન. ૯ આ તપાસો ગવાળો તમારો, તમે પીયેર પનોતી પધારો. ૧૦ ગોરી ગદગદ કંઠ ત્યાં થાય, એકે ઉત્તર તે ના અપાય. ૧૧ જાણી જીવનને વન જાતાં, કર્યાં રોઇ રોઇ લોચન રાતાં. ૧૨ કુંતા કહે માં રૂવો થયાં ઘેલાં, કાલે વન જઈ આવશે વહેલા. ૧૩ જોઇશ પુત્રોનું મુખ હું જ્યારે, તમને તરત તેડાવીશ ત્યારે. ૧૪ ના ગમે ત્યારે આવજો બાઇ, હારે આવશે હળધર ભાઇ. ૧૫ શીખ દેઇને ઘણું સમજાવી, સુત સાથે વધુને વળાવી. ૧૬ કહ્યું દ્રૌપદીને ત્યાં માતે, તમને તેડયાં મૈયેર નીજ તાતે. ૧૭ માટે શુકન જોઇને સધારો, આણ્યો આ સમે હરીયે અમારો. ૧૮ બોલ્યાં ત્યાં સતી જોડી બે હાથે, જઇશ સ્વામીની સેવામાં સાથે. ૧૯ સુખ મારે જ્યાં સ્વામીનો ઠામ, નથી મારે મૈયેર સાથે કામ. ૨૦ મુને વન જાવા મહુરત દીધું ત્યાં પ્રયાણ પ્રથા સુતે કીધું. ૨૧ માગી આજ્ઞા સર્વની ત્યાંય, નમ્યાં કુંતાના ચરણુની માંહ્ય. ૨૨ માત નીરખી થયાં ભંગ, પળ્યાં પાંચાળી સ્વામીની સંગ. ૨૩ થયો શહેરમાં સબળોરે શોક, ત્રાહ્ય વરતાયો ત્રણેરે લોક. ૨૪ પુરવાસી વળાવાને જાય, નરનારીયો નગ્રે ન માય. ૨૫ કરે આક્રંદ અબળા અપાર, આંખે સર્વને આંસુની ધાર. ૨૬ પુરવાસી દુઃખીજન કેવાં, મીન જળ વીના વ્યાકુળ જેવાં. ૨૭ કેમ ચાલશે અણુવર ચરણ, કરે ચીંતા એ ચારેરે વરણ. ૨૮

રૂવે બાળક માતનો હેડો, તાણે પાછળ ઝાલીને છેડો. ૨૯ રોતાં બાળક તે નથી રહેતાં, કેમ અળગાં એ થાય અલેતાં. ૩૦ કુંવર કુંતાજી કરમાંરે સાહ્ય, મરડી માતની પાસેરે ધાય. ૩૧ એમ ટળવળે બાળક ત્યાંય, માડી મેલીને જાય છે કયાંય ૩૨ અમને ઠાગો કરી કયમ ઠેલ્યાં, કહેને કોને ભરૂંસે મા મેલ્યાં. ૩૩

વિશ્રામ—કોને ભરૂંસે મેલીયાં, પ્રજા કરે પોકારરે; નરનારી નીરખી રૂવે, મળીને ઠારોઠારરે. ૧ પ્રથક પ્રથક ચેષ્ટા કરી, નગર થકી તે જાયરે; ત્યારે સતી સુતને કહે, પુર પોચે થીર થાયરે. ૨

## કડવું ૨૪ મું—રાગ વેરાડી.

દામોદર દુખડાં કાપોરે, પાવલીયે લાગુ. એ દેશી. મળવા જાઓ મોસાળેરે, મહીયર મારે; હવે મળશો કો કાળેરે, હઇયાગડી હારે. ટેક. લાડકડા મામે આરતે મોકલ્યું આણુરે, ઠરવાનું ત્યાં ઠેકાણુરે; મહીયર. લાડકડાં મામા મામીની મરજીરે સહાજો, જ્યાં કહે ત્યાં ઉઠી ધાજ્યોરે; મહીયર. ૨ લાડકડાં મામી મારે કે ગાળ દે તે સહેશો, ઉત્તર સામા નવ દેશોરે; મહીયર. ૩ લાડકડાં જમતી વેળા બોલાવે તેવાં જાજો, મુકે તે મામી ખાજોરે; મહીયર. ૪ લાડકડાં ઝઘેડો કો સાથે કરીયે નહી રમતાં, નણદીના કહેશે દમતાંરે; મહીયર. ૫ લાડકડાં રીસ રાડી મુકીને અહીં જાજો, સરવેના પાલવ સહાજોરે; મહીયર. ૬ લાડકડાં મામી ચુંટી દે તે પણ સહેજો, હીંચકડા સુતને દેજોરે; મહીયર. ૭ લાડકડાં દીન દોહ્યલા દૈવે દેખાડયા, પરવશ મેં તમને પાડયાંરે; મહીયર.૮ લાડકડાં દમી દેવ પાસેથી તમને લીધાં, ઉછેરી અળગાં કીધાંરે; મહીયેર. ૯ લાડકડાં ભુલે ભોગે કંઈ વાત માંહી પડશો, મામીથી ચાક ચડશોરે; મહીયર. ૧૦ લાડકડાં વનો વેરીને વહાલાં થઇ રહેજો. સંગત સારાની ગ્રહજોરે મહીયર. ૧૧ લાડકડાં પેટ પાપણીને પડયાં કયાંથી, ઉચાળા ભરવા આંહીથીરે; મહીયર. ૧૨ લાડકડાં ત્યાં રીસાઇ ના બેસસો રોઇ, મનડાં નહી મનવે કોઇરે; મહીયર. ૧૩ લાડકડાં પારકી જણી પરવશ પડશો, જેમ તાંતે આંખે ચડશોરે; મહીયર. ૧૪ લાડકડાં લેજો પહેરવા પામરી સોહાગી, મામાની પાસે માગીરે; મહીયર. ૧૫ લાડકડાં કહીને બેસાડી વળાવ્યાં, અરભક જોઈ આંસુ આવ્યાંરે; મહીયર. ૧૬

વિશ્રામ—આવ્યાં આંસુ સર્વને, રોતાં મેલ્યાં બાળરે; કુંતા પુત્ર વધુ જતાં, બેઠાં ભુજ દઈ ભાલરે. ૧ પ્રયાણ કરતાં પુત્રને, જનુની દે આશીષરે; સરજનહાર સમરી વદે, જેમ બાળવે જુગદીશરે. ૨

## કડવું ૨૫ મું—રાગ મેવાડો.

કુંતા કહે કરમ કવે ગયું, મહાવા મળજોરે; માસ દોહલા હરશી દીન, વીરા વહેલા વળજોરે. પરવશ પડી હું પાપણી, મા; રહેવું અરીને થઈ આધીન, વીરા. ૧ વન વાસ્યાં નાખી વીકટ સમે, મા; આવી એ ઘડી કર્મ કઠોર, વીરા; કેમ કરીએ નથી ચાલતુ, મહા; જુગદીશ ઉપર નહી જોર, વીરા. ૨ પથ કઠણ કરશો નહી, મહા; માદ્રિ કુંવર સુવારજો મધ્ય, વીરા; ભીમને ભુખ્યો માં રાખશો, મા; મારી રાંકડીની સુતરધ, વીરા. ૩ ધર્મનું વાકથ તે ધારજો, મા, વઢે કરશો નહી અંધુ વીરોધ, વીરા; નક્ષત્ર જોઈ નીશી ચાલજો, મા; ભણે ભીમને કરજો બોધ, વીરા. ૪ સઉ સતીને સંભાળજો, મા; કરી ક્રોધ નવ દેશો વેણ, વીરા; પરહરી પુત્ર તમે મુને, મા; મારાં નીરખીને ઠરશે કયાં નેણ, વીરા. ૫ ઉજડ ભુવનમાં એકલી, મા; મારી ટળવળી પડશે દેહ, વીરા; જમતા ને રમતા જે સ્થળે, મા; ક્ષીતી ખાવાને ધાસેરે તેહ, વીરા. ૬ પુત્ર વીના સુનાં પારણાં, મા; વીના વઉવર સુના આવાસ, વીરા; વેરીડે વનમાં કાઢીયાં, મા; નથી સંગમાં દાસી કે દાસ, વીરા. ૭ સાથે સતી સકુમાર છે, મા; કાયા કુસુમ થકી કુળી જેહ, વીરા; કંટક કાંકરા વન વીશે, મા; કેમ તમ સાથે નભશે તેહ, વીરા. ૮ થાક થોડે દીને લાવજો, મા; રહેશે વાયદે વળગીને પ્રાણ, વીરા; શસ્ત્ર સંભાળીને રાખજો, મા; કરમાં રાખજો ધનુષને બાણ, વીરા. ૯ નદી નાળાં વન વાટમાં, મા; ઝાઝો વાઘ વરૂનો વાસ, વીરા; નીશીચર પશુ પેઠે ફરે, મા; જાશો ઓચીંતામાં તેની પાસ, વીરા. ૧૦ ગુપ્ત રહેજો કોના ઘર વીશે, મા; ત્યાં પ્રગટ થશો નીજ નામે, વીરા; પ્રથક પ્રથક કામે કરી, મા; ઠરી રહેજો સઉ એક ઠામે, વીરા. ૧૧ આ દીન હેવે દેખાડીયા, મા; વળ્યા આડા તે દુખના અંક, વીરા; પુત્ર વધુ પળતાં વને, મા; આજ લુંટાણી કનકની લંક, વીરા. ૧૨ ટિટોડી પેઠેરે ટળવળે, મા; પૈનુ વચ્છ વીનાનારે જેમ, વીરા; ધીર તજી ધરણી ઢળ્યાં, મા; થયાં શોકવંત

સાધવી તેમ, વીરા. ૧૩ દ્રૌપદીએ દ્રગ ઢાળીયાં, મા; ત્યારે આવ્યું જરા સ્થિર ભાન, વીરા; પાયે પડી વનમાં પળ્યાં, મા; લાગે શહેર જાણે સમશાન, વીરા. ૧૪ પુંઠ નીહાળી પ્રથા રૂપે, મા; તેમ શહેર સમગ્રને થાય, વીરા; વહાલાં વળાવીને સાધ્વી, મા; અતી અંતરમાં અકળાય, વીરા.૧૫

વિશ્રામ—અકળાય અંતરમાં સતી, માત થયાં મન ભંગરે; પાંચ પાંડુ જોડે પળ્યા, ધૌમ્ય ઋષી તે સંગરે. ૧ નગર લોક નયણાં ભરી, રોતા થોકે થોકરે; પવિત્ર પાંડવ વન ગયે, શ્રષ્ટી વરત્યો શોકરે. ૨

## કડવું ૨૬ મું—રાગ મારૂ.

ધૃતરાષ્ટ્રે ત્યાંરે, વીદુરને તેડાવીને કહ્યા; કહોને શી રીતેરે, પાંડુના પુત્ર તે વન ગયા. ૧ વદે વીદુર ત્યાંરે, ભુપતી સાંભળ સર્વથી; આશા તાહરેરે, હવે ઉગરવાનો નથી. ૨ ધર્મ પુત્ર ત્યાંરે, વસ્ત્ર ઢાંકી મુખ નીસર્યા; ગદા ખેલતાંરે, પવન પુત્ર વન પરવર્યા. ૩ દિશા હરસતારે, પારથ પુરમાંથી ગયા; માદ્રિ પુત્ર ત્યાંરે, પુઠે જોતા વનમાં વહ્યા. ૪ રોતી દ્રૌપદીરે, પુરમાં થકી વન સંચરી; ત્યારે પુત્રે આરે, કુળ વિધ્વંશ ક્રિયા કરી. ૫ પાંડુ પુત્રજરે, વસ્તી તજી વનમાં ગયા; તવ નગ્રમાંરે, અમીત ઉપદ્રવ તે થયા. ૬ તેવે નારદરે, આવીને ભવીષ કહ્યું થશે; વર્ષ ચૌદમાંરે, કૌરવ કુળ અટવઇ જશે. ૭ ગયા નારદરે, દુર્યોધન પ્રત્યે કહી; ત્યારે પુત્રે તેરે, વારતા દ્રોણને કહી થઇ. ૮ દ્રોણ બોલીયારે, દુર્યોધન સુણ વિનતી; દમ્યા પાંડુનેરે, યાતના પડશે તુને અતી. ૯ ધૃષ્ટદ્યુમ્નરે, દ્રોણ કહે મુજને મારશે; કુરૂકુળનેરે, પાંડુના પુત્ર સંહારશે. ૧૦ આત્મ સાધનરે, અંત આવ્યો જાણી કરો; પાછા તેડીનેરે, અધીપતીનું પદ આદરો. ૧૧ રાજ મદ વડેરે, તારે પુત્રે નં માનીયું; ચરતાં ના વળેરે, ઢોર હોય જેમ ધાનીયું. ૧૨ વાકય વીદુરનાંરે, સુની ધૃતરાષ્ટ્ર કહે પળો; પાંડુ પુત્રનેરે, તેડીને વેગે પાછા વળો. ૧૩ રથારૂઢ થઇરે, વીદુર તે પુત્રો પાછળ વહ્યા; સંજે તે સમેરે, ધૃતરાષ્ટ્ર પાસે ગયા ૧૪ શોક સિંધુમાંરે, ધૃતરાષ્ટ્ર ડુબ્યા લહી; સંજયે ત્યારેરે, અંધ આગળ વાણી કહી. ૧૫ ભીસ્મ વીદુરનાંરે, વાકય ઓળંગીને વહ્યા; કાઢી પાંડુનેરે, હવે તમે સુખીયા થયા. ૧૬ વણ વાંકથીરે, પીડી સભા મધે સતી; કાળને વશરે, કૌરવ કુળની ફરી મતી. ૧૭ સાધુના

સભારે, પાંડુના પુત્ર પીડયા હશે; સતી સંતાપીરે, એ થકી કુળ અટવાઈ જશે. ૧૮

વિશ્રામ—અટવાશે કુળ એ થકી, સંજય બોલ્યો વાણરે; ધૃતરાષ્ટ્ર કહે ના મટે, થવી હસારત હાણરે. ૧ પુત્રે પાંડુ પુત્રને, દ્યુતે કીધા હાસરે; એવી રીતે જાણીને, મેં ટાળ્યો તે ત્રાસરે. ૨

## કડવું ૨૭ મું—રાગ આશાવરી.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; ધૃતરાષ્ટ્ર સંજયનેરે કહે છે, સાંભળ કષ્ટ કથાય. ૧ સતી સભા માંહે આણીને, દુષ્ટે દમી દુઃખ દીધું; વીદુરે કહ્યું તેથી દ્રૌપદી તેડી, મેં સઉ અરપણ કીધું. ૨ રાજપાટ રીદ્ધિ ગજ ઘોડા, રથ પાળા આદી તેહ; સૈન્ય સુભટ સાથેજ વળાવ્યાં, ઇંદ્રપ્રસ્થ ભણી એહ. ૩ પછી પાપીએ પાછારે તેડયા, દ્યુત માંડયું દુર્યોધન; પરમ સાધુ પાંડુસુત તેને, કપટીએ કાઢયારે વન. ૪ અધર્મે એમ વીચાર્યું નહી જે, કૌરવ તે કોણ માત્ર; જરાસંધ જગજીતનો જેણે, રણ માંહે ભાગ્યાં રે ગાત્ર. ૫ ધર્મ ન હાર્યા ધન પાંડુ સુત, કરશે કૃપા દયાળ; થોડા દીનમાં કૌરવ કુળનો, નિશ્ચે ખુટયો કાળ. ૬ કરમ પ્રમાણે કૌરવની મતી, કેમ એ મીથ્યા જાય; પાંડવ વન વળીયા ત્યાં સુધી, સભા પર્વની કથાય. ૭ બ્રહ્મ હત્યાદીક પાપ ટળેને, સુણતાં સંકટ જાય; રસ મીશ્રીત આ ગ્રંથ રચ્યો છે, કેવળ ઇષ્ટ કૃપાય. ૮

વિશ્રામ—નીર સંદેહ આ ગ્રંથ છે, સાઠ લક્ષનો સારરે; સ્વર્ગ સદન આ દેહ તો, તે વરણ્યો વીસ્તારરે. ૧ આદર આણી ઉરમાં, કહે સૌને કર જોડરે; એકવાર સૌ બોલજો, જય જય શ્રી રણછોડરે. ૨

સમાપ્ત.

# ।વા લાયક પુસ્તકો.

| | |
|---|---|
| ારથ અઢારે પર્વ. | ૭—૦—૦ |
| ીકૃત રામાયણ ગુ. ટીકા. | ૬—૦—૦ |
| ગવત ભાષાન્તર સચિત્ર. | ૬—૦—૦ |
| ધરકૃત રામાયણ મોટી ચચિત્ર. | ૪—૦—૦ |
| ૧ દોહન મોટું ભાગ ૧ થી ૫. | ૧—૮—૦ |
| ામ કૃત કાવ્ય મોટું. | ૧—૮—૦ |
| ષર આખ્યાન. | ૧—૪—૦ |
| મકૃત કીરતન માળા ભાગ ૧—૨—૩ | ૦-૧૨-૦ |
| ામન્યુ ચકાવો. | ૦—૮—૦ |
| છવેદ. | ૦—૮—૦ |
| માધવચિન્તામણી. | ૦—૮—૦ |
| ઉપદેશ ચિન્તામણી. | ૦—૮—૦ |
| ભગવદ્ ભજન. | ૦—૬—૦ |
| પ્રીતમકાવ્ય અથવા વાણી. | ૦-૧૨—૦ |
| ઓખાહરણ મોટું. | ૧—૪—૦ |

મળવાનું ઠેકાણું

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

ઠે. ૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.